# રાણો પ્રતાપ

:: નાટક ::

મોગલ સામ્રાજ્યનો મહાન બહારવટીયોઃ કવિ દ્વિજેન્દ્રલાલની દેશાભિમાનને દહતી કલમે આલેખાએલો છે. એમાં દાંપત્યના ઉન્નત ભાવો ભર્યા છે. પ્રેમ, કર્તવ્ય, સ્ત્રી અને ક્ષાત્રવટના કોયડા ગુંથાયા છે.

મૂલ્ય રૂ. એક

# નિવેદન : બીજી આવૃત્તિ

આ બીજા ભાગને પણ ધારણા મુજબનો ઉદાર સત્કાર મળ્યો નિહાળીને સોરઠી સાહિત્યનાં પ્રેમીજનો પ્રતિ હું કૃતાર્થતાની લાગણી અનુભવું છું.

નવી આવૃત્તિમાં બે નવાં તત્ત્વો ઉમેરાયા છે : એક તો એ કે બહારવટાંની ઝીણી ઝીણી તવારીખના કેટલાક જાણુ-ભેદુ ભાઈઓ તરફથી કદિ નહોતી ધારી તેવી લાક્ષણિક અને વિશ્વસનીય હકીકતો હાથ લાગી છે. એ વાતો ખાસ કરીને જોધા–મૂળુના બહારવટાને લગતી છે. આપનાર ભાઈ-ઓનાં નામો જાહેર કર્યા વગર તેઓનો આભાર માનું છું અને જાહેર પ્રજાને વિનવું છું કે હજુ જે જે વાતો રહી જતી હોય તે નિ:સંકોચે મને મોકલે. તેઓ પ્રગટ થવા ન ઇચ્છે એ વસ્તુ સમજાય છે. હું ખાત્રી આપું છું કે તેઓનાં નામ અપ્રકટ જ રહેશે. બાકી તો એવા જાણુ-કારોની સહાય વગર આ ઇતિહાસ સંઘરી શકાય તેવું નથી, ને જેટલી વાતો એ જાણુકારોની જોડે જ મૃત્યુ પામી જશે, તેટલી હમેશાંને માટે અપ્રાપ્ય બનશે. એ વાતનું દુ:ખ મારા જેવા અનેકને અત્યંત ઉંડું રહેશે.

બીજું નવું ઉમેરણ તે કેટલાંક ખાસ તૈયાર કરાવેલાં લાક્ષણિક ચિત્રોનું છે. એ ચિત્રો–મનુષ્યોનાં અને સ્થળોનાં-કાલ્પનિક જ છે. ચિત્રકાર મિત્રે કથાનું વાતાવરણ અનુભવી કાઠીઆવાડ વિષેના પોતાના નિરીક્ષણને આધારે એ આલે-ખ્યાં છે. વાચકોની સમજશક્તિને એથી અવલમ્બન મળશે.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
રાણપૂર : તા. ૧૩ : ૪ : '૨૯ } સંપાદક

# સાંકળિયું

# નિવેદન

પહેલા ભાગમાં અપાએલા વચન અનુસાર આશરે ૮૦ પાનાંનો એક લાંબો, વિગતભર્યો અને તુલનાત્મક દૃષ્ટિ આપવા યત્ન કરતો પ્રવેશક લખાઇને આ ભાગમાં જ દાખલ કરવા માટે તૈયાર પડેલો છે. પરંતુ આ પુસ્તકનાં ત્રણ જ વૃત્તાંતોનું દળ, એની બહુવિધ ઘટનાઓને લીધે અણધાર્યું વધી પડવાથી નિરૂપાયે પ્રવેશક રાખી લેવો પડ્યો છે.

તેમ છતાં હજુ બાકી રહેલા બહારવટીયા રવાજી-કલાજી, ગીગો મહીયો, રામવાળો, મોવર સંધવાણી, કાદુ મકરાણી વગેરેનાં વૃત્તાંતો સંઘરી લેવાની મારી ફરજ ઉભી જ રહે છે. સારાં અને નરસાં, છતાં તે ઇતિહાસનાં અંગો છે. એની કાળી અને ધોળી બને તેટલી ઘટનાઓ બની શકે તેટલા વિશ્વસનીય સ્વરૂપે સંઘરાઇ જવી જ જોઇએ, ને તેની સાથોસાથ, આ વૃત્તાંતોના પુંજ ઉપર મેં યથામતિ લીધેલું એક સંકલિત અવલોકન પણ સંધાડી દેવું જ જોઇએઃ એ નેમ હોવાને લીધે ઉક્ત પ્રવેશક ટુંક જ સમયમાં બાકીનાં વૃત્તાંતોની સાથે ત્રીજા ભાગ રૂપે પ્રગટ થશે.

મને સાંપડેલાં આ વૃત્તાંતો ઐતિહાસિક છે, અર્ધ-ઐતિહાસિક છે, કે અનૈતિહાસિક છે, તે નિર્ણય પર પહોંચવા માટે કોઇ સરકારી દરબારી અથવા પ્રજાકીય દફતરો નથી. તેમજ એ બધાં કેવળ ચારણ ભાટનાં જ કહેલાં નથી. બહારવટીયાનાં સગાં સંબંધીઓ, પોલીસ અધિકારીઓ, ગ્રામ્ય પ્રજાજનો, ખુદ બહારવટામાં શામિલ થયેલાઓ, નજરો નજરના સાક્ષીઓ, વગેરે બન્યા તેટલા જૂજવા જૂજવા જાણકારોમાં ફરીને આ દોહન કર્યું છે. તેથી ઇતિહાસના અંધકારમાં અમૂક અંશે પણ હું આ સામગ્રીને માર્ગદર્શક માનું છું. અને તેનો આધાર લઇને હું બહારવટીયાનાં કૃત્યોની સાંગોપાંગ છણાવટ કરવા માગું છું. એ છણાવટના મુદ્દા આ પ્રકારના રહેશે.

૧. ઇતર દેશોના તેમજ ઇતર પ્રાંતોના બહારવટીયા: તેની પ્રત્યે દેશવાસીઓનાં દિલસોજ વલણ : એ દિલસોજીનાં કારણો : બહારવટીયાનાં જીવન-વૃત્તાંતોનું યુરોપી સાહિત્યમાં ગુંથણ.

૨. આપણે ત્યાં બહારવટીયાનાં ઐતિહાસિક પુસ્તકો : કીનકેઇડ અને બેલનાં લખાણો પર સમાલોચના : અંગ્રેજ ઇતિહાસકારોની ઉપરછલીયા પ્રકૃતિ : રા. સા. ભગવાનલાલ સંપતરામનો વાઘેરોના બળવાનો સંગીન ઇતિહાસ.

૩. સોરઠી બહારવટીયાઓના વિભાગો : બહારવટે નીકળવાનાં કારણો. સત્તાના જૂલ્મો : નિરાશા : પોતે માનેલા અન્યાય સામે મરણીયો પડકાર.

૪. તેઓનાં સંકટો : એકલા હાથે અન્યાય સામે ઝૂઝવામાં કેટકેટલાં વર્ષોનું અડગ ધૈર્ય : બાળબચ્ચાંથી

અને ઘરબારથી વંચિત બનીને નોતરેલાં પીડનો : ભૂખમરા ને દગલબાજીયુક્ત કરૂણ મૃત્યુઓ :

૫ તેઓનાં ઠામ ઠેકાણું : લશ્કરો : હથીઆરો : સાલ સંવત : રાજસત્તાનાં સૈન્યો મોટી સંખ્યામાં તેમજ વિપુલ સામગ્રીવાળાં હોવા છતા ધરપકડમાં વિલંબ થવાનાં કારણો : બહારવટીયાને આશરો આપનાર સ્થાનો : સૈન્યોની કુનીતિ : પ્રજાપીડક તપાસનીતિ : બહારવટીયાને જતો કરવામાં સિપાઈઓની બદદાનત :

૬ બહારવટીયાના વ્હેમો : ઇષ્ટ દેવતાઓની ઉપાસના : ગેબી મદદગારો પર વિશ્વાસ : અમૂક જાતનાં તાવીજો અને અમરત્વ આપનારી વસ્તુઓ : દેવોપાસનાનાં સારાં માઠાં તત્ત્વો.

૭ નારી-સન્માન : ચારિત્ર્યની નિર્મલતા : વીરધર્મ: શત્રુ પ્રત્યેનો ધર્મ : નેકી : એકવચનીપણું : Code of honour : પરંતુ તે બધાંની વિચિત્ર ગતિ.

૮ શારીરિક તપશ્ચર્યા.

૯ મોજીલી પ્રકૃતિ : પરોપકાર વૃત્તિ : ધનસંચયની વાંછનાનો અભાવ.

૧૦ લૂંટફાટનાં કારણો : શાહૂકારો પ્રતિ દાઝ : ચોપડા શા માટે બાળે ? પ્રજા જાલીમ રાજા સાથે શા માટે સહકાર કરે એ એની રીસ : મૂડીદારોની ચૂસણનીતિનો કિનો.

૧૧ ખેડુતો પ્રતિ રોષ : સાંતી શા માટે છોડાવે ? જમીન પર કોનો હક્ક ? અન્યાયથી ઝૂંટાવી લીધેલી

પોતાની ધરતીમાંથી એક કણ પણ શત્રુ–રાજસત્તાના કોઠારમાં ન જવા દેવાનો નિરધાર.

૧૨ અંગ્રેજો પ્રત્યેની દાઝ : ગોરાઓની કતલ : તેનાં ઉંડાં કારણો : એનાં યશગીતો : અંગ્રેજ રાજસત્તા સામે નિર્ભય બની હથીઆર ધરવાનો પોરસ : પ્રજાને નિશસ્ત્ર બનાવી દઇ, નિર્વીર્યતામાં ઉતારવા માટે કંપનીના કારોબારનું આગમન હોવાનો તેઓને સંદેહ.

૧૩ લોકોનો સહકાર : પ્રજાની દિલસોજી : કેટલી હદે સાંપડી શકી ? પૂરેપૂરી કેમ ન પ્રાપ્ત થઇ ? થઇ હોત તો તેઓને ન્યાય જલ્દી મળી શકત કે નહિ ? બહારવટીયો લોકસત્તાને કેમ ન અપનાવી શકયો ?

૧૪ ઘાતકી આચરણો : કેટલે અંશે બચાવ કરવા યોગ્ય : કેટલે અંશે ધિઃકારપાત્ર : યુગનાં તત્ત્વોનો રંગ કેટલો, ને કેટલી આત્મગત ક્રૂરતા : યુદ્ધનીતિની આવશ્યકતાને લીધે કેટલું આસુરીપણું અને અંતઃકરણમાં ઉતરેલી અધમતા કેટલી.

૧૫ યુગ–સંસ્કારોનો અભાવ : ન રાષ્ટ્રભાવ, ન ધર્મભાવ, ન માલીકી–હક્કની પવિત્રતાનો ખયાલ: ન કોઇ ન્યાય તોળનાર મધ્યસ્થ સત્તા વા સંસ્થાનું અસ્તિત્વ : ન કોઈ વિશ્વાસપાત્ર વગદાર પક્ષ સમાધાની કરાવનારા : અહિંસાવાદનો યુગ વર્ત્યો નહોતો : ન શિક્ષણ : ન વીરત્વના અન્ય આદર્શોની હાજરી : બહુમાં બહુ તો રામાયણ મહાભારતનું જ શ્રવણ અને તેમાંથી નીપજતું યુગ–સંસ્કારનું સીંચન : બાકી તો પોતાના જ પૂર્વજોની વિચિત્ર કુલિનતાનું રક્ષણ : બલવંત મનુષ્યો : શરીરે ને આત્માએ

કરી બલવંત : આત્મોદાર્યના ચમકાર : શિયળના વ્રતધારી : શૌર્યની સામે વંદના દેનારા : ભોળા : મરણો-ન્મુખ : અડગ ને અણનમ : મહાપ્રાણ : પરંતુ મધ્ય યુગની પરિમિતતાનાં પીંજરમાં પૂરાયેલા : જ્ઞાનની જ્યોત પહોંચેલી નહિ: અણઘડ્યું રહી ગયેલું વીરત્વ: પાસા પાડીને તેજસ્વી બનાવનારૂં કોઇ પડખે ન મળે :

૧૭ તેઓનાં પ્રશસ્તિ–ગીતો : રણકાવ્યો : નાના દોહાથી લઇ મોટાં epic નાં અનુકારી કાવ્યો. એ કાવ્યના રચનારા કોણ કોણ ! લૂંટારાનાં ઇનામો લેવાની અધમ લોલુપતામાંથી જ અવતરેલાં ? કે વીરપૂજા અને શૌર્યપ્રેરણાની ભાવનામાંથી પણ જન્મેલાં ?

૧૮ બહારવટીયાને શૂરવીર કહેવા કે નહિ? જગતે વીરત્વનાં બિરદ વડે કોને કોને નવાજેલા છે ? વિશ્વની તવારીખના મહાવીરોથી લઈ નાના મોટા યુદ્ધવીરો, ત્યાગવીરો, દાનવીરો, કલાવીરો, સુધારકવીરો, સ્ત્રીસન્માનના વીરો નક્કી કરવામાં દુનિયાએ કઇ તુલા ને કયાં તોલા વાપરેલાં છે ? એ તુલા પર બહારવટીયો જોખાય તો તેનું કેટલું વજન ઉતરે છે ? આદર્શ વીરનરો ઇતિહાસના આ-રંભથી માંડીને આજ સુધી કેટલા ? ઘણાખરા heroes in making; વત્તે ઓછે અંશે.

૧૯. આજનાં તોલાં ત્રાજવાં : મૂડીવાદના હત્યાકાંડો : યુદ્ધ, વેપાર, જાહેર જીવન, કલા સાહિત્ય, પત્રકારિત્વ, સમાજસુધારણા, પાંડિત્ય, વિદ્વતા, વગે-રેમાં દાતા–પદે અને નેતા–પદે રાજ કરતા દંભ, દુરાચાર, સંહાર–નીતિ, પ્રજાનો હ્રાસ : તેની સરખામણીમાં બહારવટીયો કેટલો પાપી ઠરવો ઘટે ?

૨૦ રાજસત્તાઓની મદાંધતા ને સ્વાર્થાંધતા : રાજ્યવિસ્તારની લોલૂપતા તેમજ આવશ્યકતા : વીર-નરો પ્રતિના અનાદર : ઈન્સાફની અદાલતોમાં ન્યાયનાં નાટકો: અંગ્રેજ સરકારની લશ્કરી સહાય પર અવલં-બન : અંગ્રેજ સત્તાએ એ અવલંબન આપવામાં ધારણ કરેલી મનાતી પક્ષકાર નીતિ : નાનાઓને પોતાની રાવબૂમ સાંભળનાર કોઈ નહિ હોવાના નિરાશાજનક ખયાલો : એજન્સીની મોટી જવાબદારી.

૨૧ બહારવટું તો સદાકાળ ચાલ્યું છે. રાજ-સત્તાના અન્યાયો હશે ત્યાં સુધી ચાલશે : દરેક યુગનું બહારવટું જૂદી ભાતનું, પણ સિદ્ધાંત તો એક : રાજ-સત્તા, ધર્મસત્તા, હર કોઈ સત્તાના અધર્મ સામે મરણીયો હુંકાર : મધ્યયુગી બહારવટીયાનાં મક્કમતા, મરણીયાપણું, ત્યાગ, સહન શક્તિ, પ્રભુશ્રદ્ધા, આત્મ-શ્રદ્ધા, ઔદાર્ય ને વીરનીતિ, નવા યુગને આરે અવતારવા લાયક : એનું મૃત્યુંજયત્વ આદરને યોગ્ય : એનાં ઘાતકીપણાં, નિર્દયતા, સંહારનીતિ, વગેરે ત્યજવા ને તિરસ્કારવા લાયક.

૨૨ સોરઠની લડાયક જાતિઓનું ભાવી : એની ખાસીઅતો : નેકી, નીતિ, ભોળપ, વગેરે કુલપરંપરા. એના ભાવીનો આંટી–ઉકેલ : એની અત્યારની ગુન્હા-હિત દશા : એને માટે કોણ જવાબદાર: એના નાશ થકી સમાજને લાભ હાનિ : એનું અસ્તિત્વ ઇષ્ટ કે અનિષ્ટ : ઈષ્ટ હોય તો તે કેવે સ્વરૂપે?

આવા આવા મુદ્દાઓની સમીક્ષા કરતો એ પ્રવેશક ભલે કદાચ સહુને સ્વીકાર્ય ન થાય; અને બધું

બધાને રૂચે તેવો દાવો કોઇનો ન હોઇ શકે, ઉપરાંત આ આખો વિષય જ નવીન હોવાથીં તેમજ બીજી બાજુ વર્તમાન યુગે આપણી વિવેકબુદ્ધિ ઉપર ઘણા ઘણા પ્રશ્નોના એક જ વખતે એકસામટા હુમલા કરેલ હોવાથી સીધી અને તટસ્થ દૃષ્ટિએ આ વિષયને તપાસવાનું મુશ્કિલ પણ થઈ પડે છે. નૈતિક અને સામાજીક ધોરણોની કસોટીએ 'બહારવટીયા' ઉપર ચાહે તે વિચારો ફેંકી શકાય છે. પરંતુ તે છતાં મેં વીણેલી સામગ્રીનું સામગ્રી તરીકેનું સ્થાન તો ઉભું જ રહે છે. ઇતિહાસ--કારને માટે એમાં સ્થિર બળતી વિદ્યુત્–જ્યોત જણાય કે ન જણાય. પણ ઝાંખી વાટે બળતી દીવીનો અર્થ તો અવશ્ય એ સારી શકશે. વ્યક્તિઓ તરીકે બહારવટીયાના ગુણદોષનો નિર્ણય આ યુગમાં બહુ આવશ્યક પણ નથી રહ્યો. છતાં ભૂતકાળના સમષ્ઠિ–જીવનના થરો ઉખેળવામાં એ વ્યક્તિ–જીવનના બધા પોપડા મદદગાર થશે.

ને સાહિત્યની શી શી સેવાઓ આ વૃત્તાંતો વડે સંભવિત છે? યુરોપી સાહિત્ય એનો ઉત્તર આપશે. વીરશ્રીનો આરાધક સર વૉલ્ટર સ્કૉટ એ વાત બોલશે. યુરોપ અમેરિકાનાં રોમાંચક અને શૌર્યપ્રેરક ચિત્રપટો, એ 'ગોશો' અને 'રૉબીનહૂડ' બોલશે. ગોવર્ધનરામભાઈનું 'સરસ્વતીચંદ્ર' બોલી રહ્યું છે. આપણા આધુનિક નવલ–સાહિત્ય અને નાટય–સાહિત્યમાં પણ 'બહારવટાં'નું તત્વ ગુંથાતું થયું છે. તેવે સમયે બહારવટીયાને નામે રચાતી કૃતિઓ અસંભવિત અથવા અસંગત કલ્પનાઓએ કરીને વિકૃત અથવા ભ્રામક ન બને, એ

નેકી અને નાક ટેકનાં જૂનાં દૃષ્ટાંતોમાંથી પ્રેરણા મેળવીને નવાં સર્જનો વધુ સ્વાભાવિક તેમજ ઓછાં નાટકીય બને, એ ઉદ્દેશની સફલતા માટે પણ જૂનાં વૃત્તાંતો સંઘરવાનો ઉપયોગ છે.

આ સંગ્રહની અંદર સહાય આપવા માટે રા. રા. રાણાભાઈ આલા મલેકનો, બેટવાળા રા. રા. રતનશી લધુભાઇનો, ચીરોડાવાળા રા. રા. દેવીસીંગજી-ભાઇ સરવૈયાનો, રા. રા. ધીરસિંહજી વેરાભાઈનો તથા મિત્ર હાથીભાઇ વાંકનો આભાર માનું છું. “ઓખા-મંડળના શૂરવીર વાઘેરો” નામના પુસ્તકના સંપાદકોનો પણ ઋણી છું. આંસોદરના ગઢવી દાદાભાઈને પણ કેમ ભૂલાય ?

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર<br>
રાણપુર : ૪ : ૮ : '૨૮

સંપાદક



# જોગીદાસ ખુમાણ

❧

કવિશ્રી ન્હાનાલાલે 'સોરઠી તવારીખના થરો' ઉખેળતાં જોગીદાસને અત્યંત માનભેર સંભાર્યો છે. એને પોતે 'જોગી બહારવટીયો' કહી બિરદાવેલ છે. પોતે સોરઠનું 'રૉબરૉય' લખે તો જોગીદાસને વિષે જ લખે, એ એમની ભાવના છે.

ભાવનગર રાજને જોગીદાસે દુશ્મના વટથી પણ શોભા ચડાવી. વજેસંગ—જોગીદાસની શત્રુ-જોડલી તો 'અપૂર્વ' બની ગઇ છે. અન્નેએ જાણે કે પરસ્પર વીરધર્મના પાલનમાં સ્પર્ધા ચલાવી હતી.

છતાં જોગીદાસને ભાવનગરના ઇતિહાસમાં સ્થાન નથી. "The Bhavnagar Statistics" નામનું એકનું એક રાજમાન્ય તેમજ સરકારમાન્ય ઇતિહાસ-પુસ્તક વજા—જોગાની અન્યોન્ય નેકીનો શબ્દ સરખો યે નોંધતું નથી, અને કૅપ્ટન બેલનો ઇતિહાસ તો ફકત પુસ્તકમાંથી જ ઉતારો કરે છે! વાર્તાને છેડે બેલનું કથન મેં ટાંક્યું છે. વૉટસન ભગવાનલાલ સંપતરામ અથવા અન્ય કોઇના ઇતિહાસમાં આ પુરૂષનો ઉલ્લેખ નથી.

જોગીદાસે ભાવનગર રાજ્ય સિવાયનાં ગામ ભાંગ્યાં ક્યાંયે સાંભળવામાં નથી. લુંટ કરવામાં સીમાડો ભાવનગરનો જ છે ને, એ વાતની પોતે ચોકસી રાખતો. સીમાડાનો એવો પાકો માહેતગાર હતો, માટે જ અમરેલી-ભાવનગર વચ્ચેના સીમાડાની તકરાર ફેંસલા માટે એના સોંપાઇ હતી એમ કહેવાય છે.



# ૧

"મારા દાદા સામત ખુમાણે ભાઇ બેટાઓનાં લીલાં માથાં વઢાવી વઢાવી કુંડલાની ચોરાશી ઘેરે કરી; રાવણ જેવા ખસીઆઓનું જડાબીટ કાઢી મીતીઆળા સરખા કિલ્લા હાથ કર્યા; અને શું આજ ઠાકોર આતોભાઇ પોતાની બંદુકડી બતાવી અમારાં ચોરાશી પાદર આંચકી લેશે ? ના, ના, તો તો અમે સામત ખુમાણના નવે પોતરા, બાપ આલા ખુમાણના અમે નવે બેટડા બારવટાં ખેડશું."

"આપા હાદા ! તમારા આઠ ભાઇઓની આશા તો હવે મેલી દ્યો." ખબર દેનારે કહ્યું.

"કાં ?"

"એને તો ઠાકોર વજેસંગે પાળેલાં પશુડાં બનાવી લીધાં. ઇ તો એ પૂછડીયું પટપટાવે !"

"એટલે ?"

"એટલે શું ? સહુ પોતપોતાનાં છ છ ગામ દબાવીને બેસી ગયા ત્યાં તો ઠાકોરનો સંદેશો આવ્યો કે મારી શરત નહિ માનો તો શેત્રુંજીને કાંઠે ફરીને તોપખાનું ફેરવીશ; અને ખુમાણોને ફુંકી દઇશ."

"શી શરત?"

"અકેકેક ગામ ડુંગરી (સુવાંગ) અને પાંચ પાંચ ગામમાં ભાવનગર દરબારના ત્રણ ભાગ : ફકત ચોથ જ તમારી ખુમાણોની : એમ જો ગરાસ ખાવો હોય તો જ ખાવા દેશું. નીકર ભીંસીને ભાંગી નાખશું."

"વાહ ઠાકોર! કરામત સારી કરી. પછી? કોણે કોણે કરાર કબુલ કર્યો?"

"પેલો ભાઇ ભોજ ખુમાણે અને એની વાંસે બાકીના સાતે જણાએ."

"પીઠાએ, વીરાએ, સૂરાએ, લૂણાએ, તમામે?"

"તમામે."

"ડાડા સામત ખુમાણના પોતરાએ? ખોરડું વેચી નાખ્યું? બંદુકડીથી બીના?"

"મરવું દોયલું છે આપા! ભાવનગરને પોગાય એમ નથી. સૂરજ સામી ધુડ ઉડાડવી છે ને? તમે પણ બેસી જાવ. ઠાકોર કે'વારે છે—"

"કે?"

"કે આપા હાદાને પણ એક ડુંગરી ગામ, ને બાકીના પાંચમાં ચોથ."

"નીકર?"

"નીકર તોપખાનાને મોઢે બાંધશે. ભાઇયુંનું જોર તો હવે ભાંગી ગયું. હવે કોનાં બાવડાં માથે ઝૂઝશો આપા હાદા?"

"મારા ત્રણે વીરભદરનાં બાવડાં માથે! મારા ગેલા, ભાણુ ને જોગીદાસનાં બાવડાં માથે. ભલે ભોજ કુવાડાનો હાથો બન્યો. ભલે ભાઇયું બેસી ગયા. ભગવાને દીકરા શીદ દીધા છે? શોભા સારુ નહિ, મરવા મારવા સારુ. અમે મરશું, પણ ભાવનગરનાં અઢારસેંય ઉજ્જડ કરશું. ઠાકોર દૂધ ચોખાની તાંસળીમાં રોજ

ખુમાણોનાં ભાલાં ભાળશે ઉઠો બાપ ગેલા ! ઉઠો ભાણ ! ઉઠો આપા !"

ત્રણ દીકરા ને ચોથો બુઢ્ઢો બાપઃ ઘોડે ચડી ચાલી નીકળ્યા.

"આપા ! શું કરછ બાપ !" દાદા ખુમાણે કુંડલાની નદીમાં ઉભા રહી ગયેલા પુત્ર જોગીદાસને સાદ કર્યો. જોગીદાસને સહુ 'આપો' કહીને બોલાવતા.

"કાંઇ નહિ બાપુ ! ઇ તો કુંડલા ન કામીએ ત્યાં સુધી નાવલીનું પાણી અગરાજ કરતો આવું છું."

નાવલીનાં અખંડધારાં નીરઃ નીલો ઘટાદાર કિનારોઃ કાંઠે ચરતી ભેંસોઃ અને કાંબી કડલાં પહેરીને ત્રાંબા–બેડે પાણી ભરતી કણબણોઃ એને માથે મીટ માંડીને બાપ બેટા ચાલી નીકળ્યા

સંવત અઢાર પંચોતરે
ફૂળહુળીઆ ફરંગાણ;
ધર સોરઠ જોગો ધણી
ખોભળતલ ખુમાણ

[સંવત ૧૮૭૫માં જે વખતે ફીરંગીઓ (અંગ્રેજો) સોરઠ ધરામાં ઉતર્યા, તે વખતે જોગો ખુમાણ સોરઠની ધરતીને રોકી રાખીને ઉભો રહ્યો હતો.]





## ૨

ફીરોઝાદ ગામને પાદર ઘાટી ઝાડી છે, અને ઝાડીની અંદર ત્રણ ચાર જૂની આંબલીઓની ઘેરી ઘટામાં ઘનંતરશા પીરની દરગાહ આવેલી છે. સવાર સાંજ એ સ્થળે લોબાનના ધૂપની એવી ભભક છૂટે છે કે આપોઆપ ખુદાની યાદ જાગે, વિચારો ગેબમાં રમવા માંડે.

એક દિવસ સાંજ નમે છે. બુઢ્ઢો મુંજાવર મુરાદશા એક નળીઆની અંદર દેવતા ભરી તે ઉપર લોબાન ભભરાવી રહ્યો છે, ગામમાંથી હિન્દુઓના ઠાકરની પણ આરતી સંભળાય છે. પીરો અને દેવતાઓને બહાર નીકળવાની વેળા છે.

એવામાં ઓચીંતો એ ઝાડીમાં એક બંદૂકનો ભડાકો થયો, ધૂમાડા નીકળ્યા, અને કીયો! કીયો! કીયો! એવી કારમી કાકીઆરી પાડતો એક રૂપાળો મોરલો ઉડયો. ઉડતો ઉડતો, ઉડવાની તો તાકાત નહોતી તેથી અરધો પરધો હવાની ઉપર જ તરતો તરતો મોરલો નીચે ઉતર્યો. અને દરગાહ પર ધૂપ દેતા બુઢ્ઢા મુંઝાવર મુરાદશાહના પહોળા ખોળામાં પોતાના આખા કલેવરનો ઢગલો કરીને મોરલો ઢળી પડયો.

ધોળી ડાઢી ને માથે સેંથો પાડી ઓળેલા ધોળા લાંબા વાળવાળો, સફેદ ઘાટાં ભવાં અને સફેદ પાંપણોથી શોભતો,

ગળે પીળા પારાની તસબી અને અંગે લીલી કફની વાળો સાંઇ મૌલા ચમકી ઉઠે છે. મોરલાના મસ્ત શરીરમાંથી ધગધગતા લોહી વડે એની લીલી કફની લાલ ચોળ બનવા લાગે છે, ને પોતાના પ્યારા મોરલાના બદનને ગોદ સાથે ચાંપી લઇ, એની મખમલ શી મુલાયમ આસમાની લાંબી ઢળી પડેલી ડોક પર હાથ ફેરવી પંપાળે છે, અને છેલ્લા દમ ખેંચતા એ દેવપંખીને બેબાકળો બની પૂછે છે કે "અરે ! અરે બચ્ચા મોતીયા ! તીજે કયા હુવા ! એ મેરા પ્યારા ! કોન શયતાનકા બચ્ચાને તીજે ઝખમી કીયા ! મોતીયા ! મોતીયા ! મોતીયા !"

ત્યાં તો ઝાડીમાં ખડખડાટ થયો; 'મેલી દે એય સાંઇ !' એવી ત્રાડ પડી; ને હાથમાં સળગતી જામગ્રીવાળી લાંબી બંદૂક હીંડોળતો એક મદોન્મત્ત સંધી પોતાની ખુની આંખો ખેંચીને શ્વાસભર્યો ધસી આવ્યો. આવીને એણે ફરીવાર હાકલ દીધી કે "મેલી દે મોરલાને !"

"અરે કમબખ્ત ! તીને યે મોરલા પર ગોલી ચલાયા ! ધનંતરશા પીરકા સવારી કરનેકા યે દુલ્દુલ પર ગોલી ચલાયા ! તીને ઇસ જગામેં શિકાર કીયા હેવાન ?"

"હવે મેલ મેલ હેવાનના દીકરા ! ઝટ મોરલો મેલી દે, નીકર માર ખાઇશ."

"અરે જાલીમ ! યે પીરકા મોરલા !"

"હવે પીરનો મોરલો કેવો ઉલ્લુ ? ઝાડીનો વગડાઉ મોરલો હતો. ને આજ રોજાં ખોલવાં છે તે શાક કરવા સારૂ શિકાર કર્યો, એમાં કયાં તારા દીકરાને માર્યો છે ? મેલી દે !"

એટલું બોલીને સંધીએ જોરાવરીથી મોરલાને મુંજાવરના ખોળાની બહાર ખેંચ્યો. મોરલાની છેલ્લી તગતગતી આંખો મુંજાવરના મ્હોં સામે જોઇ રહી. પોચે પોચે હાથે એ ઝખ્મી પક્ષીને ઝાલી રાખવા ફકીરે ઘણી મહેનત કરી. પણ શિકારીએ

મોરલાને ગરદન પકડીને ખેંચી લીધો. પ્રાણ વિનાનું દેહપીંજર લઇને શિકારી ચાલી નીકળ્યો.

"ધનંતરશા ! પીર ધનંતરશા ! ઓલીયા ધનંતરશા ! " એમ ત્રણ ભયંકર અવાજ દેતો દેતો બુઝર્ગ મુંજાવર પીરની દરગાહ સામે ધુંટણીએ પડીને બેસી ગયો. ઝાડવાંની ચાળણી જેવી ઘટામાંથી આથમતા સૂરજની પચરંગી તડકી એ દરગાહ અને ફકીરને માથે ઢોળાવા લાગી. લોબાનનો ધૂપ ગોટેગોટ ધૂમાડા ચડાવીને પીરના થાનકની ચોપાસ ઝાડવાને પાંદડે પાંદડે છવાઇ ગયો. દરગાહનો ઓટો મુંજાવરના અવાજથી થરથરી ઉઠયો. પીર જાણે પોતાની સફેદ સોડય નીચે સળવળવા લાગ્યા હોય તેમ પવનમાં કફન ફરકી ઉઠયું. અને આંસુડે નીતરતી આંખો મીંચીને મુંજાવરે ત્રાડ દીધી કે "ઓ પીર ! આજ રમજાન મહિનાની ખુદાઇ સાંજને ટાણે, તારા દુલદુલ મોતીયાનું શાક કરીને ખાનાર નાપાક ઇન્સાન ઉપર મારી કળકળતી આંતરડીની કદુવા પુકારૂં છું. ઓ બાપ ! કે મોરલો એના પેટમાં જ હોય ત્યાં જ જો ખુમાણોનાં ભાલાં એ માંસ ખાનારના પેટમાં પરોવાઇ ન જાય, તો હું ફકીર નહિ, તું પીર નહિ, ને આસમાનમાં અલ્લા નહિ ! "

એવા શાપ ઉચ્ચારીને મુંજાવરે ઓટાના પત્થર ઉપર પોતાના બન્ને પંજા પછાડયા. પછાડવાની સાથે જ એનાં દસે દસ આંગળાંના જીવતા નખ નીકળી પડયા. દસે આંગળીનાં ટેરવામાંથી લાલચોળ લોહીની ધારાઓ વહીને પીરની દરગાહ પર દડ ! દડ ! દડ ! દડ ! પડવા લાગી. પચાસ સંધી સીપાહીઓ, ઝાડવાના ઝુંડમાં થંભી જઇને આ કદુવા સાંભળી રહ્યા ને એ કમકમાટી ભરેલો દેખાવ સંધ્યાનાં અંધારાં-અજવાળાંમાં નિહાળી રહ્યા. સંધ્યા જાણે ગમગીન બની ગઇ. અંધારાં ઘેરાવા લાગ્યાં તો પણ મુરાદશા દરગાહની સામે સૂનસાન બનીને ધુંટણભર બેઠો જ રહ્યો. થોડીવારે અંધારામ જાણે ગેબની મશાલો પ્રગટ થઇ. ઘોડા ઉપર ચડીને જાણે કોઇ દળ-સવારી ઝાડની ઘટામાં

ચાલી ગઇ. માણસો વાતો કરતાં કે કોઇ કોઇ વાર રાતે અંધારામાં આવા દીવા આંહી જોવામાં આવે છે ને ધનંતરશા પીરની જ એ સવારી નીકળે છે.

"હવે એવા ફકીરડા તો બચારા કૈંક રખડે છે. એવાને તો રોવા કૂટવાની ટેવ પડી. એવાની કદુવાયું તે કયાંય લાગતી હશે ?" દાંત કાઢતા કાઢતા સંધીઓ માંહોમાંહે વાતો કરવા મંડયા.

"હા, હા, એલા તમ તમારે ઝટ મોરલાને વનારી નાખો. ઝટ શાક રાંધીને રોજા છોડીએ. પેટમાં લા લાગી ગઇ છે. ને હજી તો પંથ બહુ લાંબો પડયો છે."

એવી વાતો કરતા કરતા આખા દિવસના ભૂખ્યા–તરસ્યા બંદૂકદાર સંધીઓએ પાપની રસોઇ પકાવી. સહુએ પેટ ભરી ભરીને રોજા ખોલ્યાં. ફકત એક જ સંધીએ મોરલાનું માંસ ન ચાખ્યું.

એ પચાસ ઘોડાંનો પડાવ કોનો હતો ? કોણ હતા આ સંધી સિપાહીઓ ?

એ હતા ભાવનગર રાજના પગારદાર સંધીઓ. એનો આગેવાન હતો ઇસ્માઇલ સંધી. ખુમાણ શાખાના કાઠીઓ પાસેથી કુંડલા પરગણાનાં ચોરાશી ગામ આંચકી લઇને ભાવનગરનાં ઠાકોરે ઇસ્માઇલ જમાદારને એના પાંચસો બરકંદાજ ઘોડેસવારો સાથે કુંડલાની નાવલી નદીને કાંઠે થાણું બેસાડીને રાખ્યો હતો. ખુમાણો ભાવનગરના જોર સામે બહારવટે ઝૂઝતા હતા. કરડો, કદાવર અને નીમકહલાલીના પાકા રંગે રંગાઇ ગયેલો ઇસ્માઇલ જમાદાર તે દિવસે કુંડલાથી નીકળી, પચાસ ઘોડે ભાવનગર ગામે પોતાનો ચડત પગાર વસૂલ લેવા જાય છે. રમજાન મહિનો ચાલે છે. સહુ સંધીઓ રોજા રહ્યા છે. તે દિવસની રાત ફીફાદ ગામમાં ગાળવા તમામ ઉતરી પડે છે. તે વખતે ધનંતરશા પીરની ઝાડીમાં આ બનાવ બને છે, અને

ઇસ્માઇલ પોતે પણ પોતાનાં તકદીરનો ભૂલાવ્યો એ પીરની ઝાડીના મોરલાની માટી ખાવા બેસી જાય છે. સાંઇના શાપની એને પરવા જ નથી.

આખી રાત ફીફાદ ગામમાં રહી પરોઢિયે સરગી કરી જમાદાર ઇસ્માઇલ પોતાના પચાસ ઘોડે ચાલી નીકળ્યો. મુરાદશા મુંજાવરે ખુમાણોનાં ભાલાં ભોંકાવાનો શાપ દીધો, પણ એને તો જરાય ઓસાણ નથી કે આસપાસ પચાસ પચીસ ગાઉમાં કયાંયે બહારવટીયાનો પગરવ પણ હોય. ખુમાણોને માથે ઠીકાઠીકનો જાબદો કર્યાની ખુમારીમાં મૂછે વળ દેતો સરદાર ઘોડો હાંકયે જાય છે. એમાં બરાબર ઘેટી–આદપરના ઠાંસામાં દાખલ થતાં જ મહારાજે કોર કાઢી, અને સામી બાજુએ જાણે બીજો એક નાનકડો સૂરજ ઉગતો હોય એવું દેખાડતાં, કિરણો જેવાં લાગતાં સોએક ભાલા ઝળેળાટ કરી ઉઠયાં. એ ઝળેળાટ અને એ સજાવટ ઉપરથી પારખી જઇને સંધીઓએ અવાજ દીધો કે "ઇસ્માઇલ જમાદાર ! કાઠીઓ આવે છે."

"અરે હોય નહિ !"

"હોય નહિ શું ? લ્યો ત્યારે, એ આ કટક વરતાણું."

"ફકર નહિ. આપણે ખંભે એકાવન બંદૂકું પડીયું છે, ને ઇ બચારા આડહથીઆરા છે. હમણાં વીંધી લઇએ. જામગ્રીયું ચેતાવો ઝટ !"

પલકમાં તો ચકમક અને લોઢાના ઘસારામાંથી એકાવન હાથમાં આગના તણખા, ઝીણાં રાતાં વગડાઉ ફુલની માફક રમવા લાગ્યા અને જામગ્રીઓ ઝબુકી ઉઠી. "હાં, ફુંકી દ્યો !" એવો હુકમ થવાની સાથે એકાવન લાંબી બંદૂકો એ અલમસ્ત ભુજાઓમાં ઉપડીને પહોળી ઢાલ જેવી છાતીઓ ઉપર ટેકો લઇ ગઇ, તીણી આંખો પોતપોતાના વડીયાની સામે નિશાન લઇ રહી, સામેથી કાઠીઓનાં ઘોડાં વેરણ છેરણ થઇ ગયાં, કોઇ પોતપોતાની ઘોડીઓના પેટાળે ઉતરી ગયા, કોઇએ ઘોડીઓની

ગરદન આડાં માથાં સંતાડયાં, કોઇએ ઢાલો ઢાંકીને તલવારો ખેંચી લીધી. પણ સંધીઓ બંદૂકોના કાનમાં દારૂ મેલીને જ્યાં સળગતી જામગ્રી દાબે છે, ત્યાં તો સુરરર! થઇને કાનનો દારૂ સળગી ગયો. એકાવનમાંથી એક પણ બંદૂકનો ભડાકો ન થયો!

શું કારણ બન્યું હતું?

પાછલી રાતે મેઘરવો પડેલો હોવાથી દારૂ હવાઇ ગએલો એટલે બંદૂકો કાન પી ગઇ. કોઇને એ વાતની સરત નહોતી રહી. કેમકે મોરલાનો ભક્ષ કરનારનો કાળ આવવો નક્કી થઇ ચૂકેલો હતો. એકાવને બંદૂકો હાથમાં ઠરી રહી, અને સામેથી ચકોર કાઠીઓએ ઘોડીઓ ચાંપી. ચકર! ચકર! સહુના હાથમાં ભાલા ફરવા લાગ્યા. અગ્નિઝરતાં કોઇ કુંડાળાં સળગતા હોય એવો દેખાવ થઇ રહ્યો. ને મોખરે સંધીઓએ દાણો દાણો થઇ, વેરાઇ જઇ ભાગવા માંડયું.

કાઠીઓએ જોયું કે હમણાં સંધીઓ હાથમાંથી ચાલ્યા જશે. ઘોડાંને આંબવા નહિ આપે. પલકારામાં કાઠીઓના આગેવાનને કરામત સૂઝી ગઇ. એણે હાકલ કરી કે "એલા" જોજો હો, જો સંધીડા ઓલા બુટના કૂવામાં પેસી જાશે ને, તો આપણને મારી પાડશે હો! પછી આપણી કારી નહિ ફાવે."

ભાગતા સંધીઓ સાંભળે તેવી રીતે આ યુક્તિભર્યું વેણ બોલાયું. સાંભળતાંની વારે જ સંધીઓના કાન ચમકયા. સાચે-સાચ જાણે બુટના કૂવામાં દાખલ થઇ જવાથી આપણો બચાવ થઇ જશે! એવી ભ્રમણામાં આંધળાભીંત બનીને એ એકાવને જણાએ એક સૂકાઇ ગએલા મોટા કૂવાની કોરી ખાડયમાં ઘોડાં કુદાવ્યાં. ફરીવાર બંદૂકો તાળી જામગ્રી ચાંપી. પણ કાન પી ગયેલી બંદૂકો ન જ વછૂટી. કાઠીઓએ ખાડાને કાંઠે ઉભા રહીને ભાલાં બરછી તેમજ તલવારોના ઘા કરી સંધીઓનો કચ્ચરઘાણ વાળી નાખ્યો.

એક હાથ એ પચાસ લાશો વચ્ચેથી ઉંચો થયો. એક સંધી અણિશુદ્ધ શરીરે એ ઘોરખાનામાંથી ઉભો થયો.

"અરે! આ શું કૌતક? આખા કટકનું ખળું થઇ ગયું ને તું એક જીવતો?"

"જીવતો છું એટલું જ નહિ, જોગા ખુમાણ! પણ આ ડીલને માથે નજર તો કર! તારો એક ઘા યે ક્યાંય ફુટ્યો ભાળછ?"

બહારવટીયો થંભીને જોઇ રહ્યો.

"જોગીદાસ ખુમાણ! આ પચાસને માર્યા તેના તને તો ઝાઝા રંગ. પણ તારે ભાલે બેસનાર તો મુરાદશા મુંજાવરની દુવા હતી. પીરનો મોરલો ખાનારનાં પેટમાં તારાં ભાલાં પરોવાવાનાં નક્કી થઇ ચૂક્યાં હતાં. ને આંહી જો! મેં મોરલો નો'તો ખાધો. મને એક પણ જખમ નથી ફુટ્યો!"

"ક્યાં છે મુરાદશા?"

"આ ફીફાદની ઝાડીમાં : ધનંતરશા પીરને થાનકે. અભેમાન કર્યા વિના એના પગુંમાં પડી જા—જો બહારવટે જશ લેવો હોય તો!"

જેને મુખડે પરનારીસિદ્ધ કોઇ જોગંદરની જ્યોત પથરાઇ ગઇ છે, જેની આંખોમાંથી વેરની આગ સાથે ખાનદાનીનો રંગ ઝરે છે, જેની ભ્રુકુટિમાં જીવલેણ મક્કમપણાનું રામધનુષ્ય ખેંચાયલું દિસે છે. એવો સૂરજમુખો બહારવટીયો જોગીદાસ પલભર વિચાર કરી રહ્યો. એણે ઘોડી મરડી. સહુ અસવારો એની પાછળ ચાલ્યા. ફીફાદની ઝાડીમાં પીરને ઓટે દશ આંગળાંમાંથી નખ કાઢી નાખીને ગમગીન બેઠેલા બુઢ્ઢા મુંજાવર મુરાદશાના પગમાં જોગીદાસે પોતાના હાથ નાખી દીધા.

એનાં પાળેલાં કબુતરો, ખીસકોલીઓ ને કાબરો એના શરીર પર રમતા હતા, એક ડાઘો કૂતરો એના પગ ચાટતો હતો.

પોતાના બન્ને હાથ બહારવટીયાના મસ્તક પર મૂકીને મુરાદશાએ દુવા દીધી કે "જોગીદાસ! બચ્ચા! પીર ધનંતરશા તારાં રખવાળાં કરશે."

## ૩

ઠાકોર વજેસંગજી અફસોસ કરી રહ્યા છે :

"ઓહોહો ! ખુમાણોએ મારું ઢીમ ઢાળી દીધું : આણંદજી દિવાનને મારી પાડયા ! આવો નાગર ફરી નહિ મળે."

"ફિકર નહિ બાપુ, આણંદજીની કાયા તો ભાવનગરની બાજરીને કણે કણે બંધાણી'તી ને? અને ટાણું આવ્યે તો લેખે ચડી જ જાવું જોવે ?"

"શી રીતે વાત બની ?"

"બાપુ, આણંદજી ભાઇ તો મહુવે એના બાપનું શ્રાદ્ધ સારવા બેઠા હતા. ઘેરે મહેમાનોનું જૂથ કયાંય માતું નો'તું. એમાં વાવડ સાંભળ્યા કે બહારવટીયા ભાણગાળામાં પડયા છે. શ્રાદ્ધ અધૂરું મેલીને ઉઠયા. ભાણગાળેથી બહારવટીયાને ભગાડીને આણંદજી ભાઇએ ઝપટમાં લીધા. ખેરાળીના ડુંગરાની અંદર હરખાવદરના ગાળામાં ભેટંભેટા થઇ ગયા. એક આણંદજી ભાઇ ને બીજા સૈયદ બાગોઃ એક નાગર ને બીજો આરબઃ બેય જણા નીમકની રમત રમી જાણ્યા બાપુ ! આણંદજી ભાઇને ઝાટકે ને સૈયદ બાગાને જમૈયે કાઠીનું ખળું કરી નાખ્યું. અંતે જોગીદાસને ભત્રીજે ચાંપે ખુમાણે આણંદજી ભાઇને બરછીએ પરોવી લીધા. સૈયદ બાગાને ડીલે પણ પૂરા બત્રીસ ઘા પડયા. ખુમાણો તો એ બેને જ ઢાળીને ભાગી છૂટયા."

"ઠીક, જેવી મા ખોડીયારની મરજી ! રાજ તરફથી આણંદજી દિવાનના માથા સાટે એના કુટુંબને ત્રણ ગામ આજથી "જાવચ્ચંદર દીવાકરો" માંડી આપું છું : વીસળીયું, વડલી, ને લુવારા."

આખી કચારીના એકેએક માણસને ઠાકોર વજેસંગના માથા ઉપરથી ઓળઘોળ થઇ જવાના ઉમળકા આવ્યા.

"અને સૈયદ બાગાનું શું થયું ?" ઠાકોરે સવાલ કર્યો.

"સૈયદ બાગો તો અટાણે પડદે પડયા છે બાપુ! સૈયદ બાગાના જખમોને જ્યારે અમે હીરના ટેભા લઇ સીવવા માંડયા ત્યારે એણે હીરના ટેભાની ના પાડી. એણે તો બાપુ, હઠ જ લીધી કે મને ચામડાની વાધરીના મજબુત ટેભા લીયો. આખું અંગ વેતરાઇ ગયું'તું તો પણ એક ચુંકારો કર્યા વગર આરબે વાધરીના ટેભા લેવરાવ્યા. મોઢા આગળ આણંદજી દિવાનની લાશ પડી'તી.

"રંગ છે આરબની જનેતાને. એના ધાવેલા તો જરૂર પડયે ઉભા ને ઉભા કરવતે પણ વેરાઇ જાય ને!"

કચારીમાં આરબ અમીર ઉમરાવો ને લશ્કરી અમલદારો બેઠા હતા એનાં ગુલાબી મોઢાં ઉપર બેય ગાલે ચાર ચાર ચુમકીઓ ઉપડી આવી. નીમકહલાલીનાં નિર્મળાં રાતાં લોહી સહુના શરીરની અંદરથી ઉછાળા મારતાં હમણાં જાણે કે ચામડી ફાડીને બહાર ધસી આવશે એવી જોરાવર લાગણી પથરાઇ ગઇ. ત્યાં તો ચોપદારે જાહેર કર્યું કે

'બાપુ! જીભાઇ રાઘવજી દિવાન પધારેલ છે."

તુર્ત જ નાગર જોદ્ધો જીભાઇ રાઘવજી દેખાયો. કમ્મર પર કસકસતી સોનેરી ભેટમાં જમૈયા ધબેલા છે: ગળે ઢાલ, કાખમાં શિરોહીની તલવાર ને હાથમાં ભાલો લીધો છે. પોતાના અમીરી દેખાવની રૂડપથી કચારીને નવા રંગે રંગતો જીભાઇ હાજર થયો. મહારાજ વજેસંગજી હેતેભર્યા મળ્યા.

"જીભાઇ! આવી પોગ્યા? બંદોબસ્ત બરોબર કર્યો છે ને?"

"મહારાજને પ્રતાપે આ વખતે તો આખા ખુમાણ પંથકને માથે મગીયા–જાળ પાથરીને હાલ્યો આવું છું. મગ જેવડું યે માછલું–ખુમાણનું નાનકડું છોકરૂં પણ કયાંય આઘું પાછું ન થઇ શકે એવાં સંધી બરકંદાજોનાં થાણાં કુંડલા, રાજુલા,

ડુંગર, આંબરડી, મીતીઆળા વગેરે તમામ જગ્યાએ થાપી દીધાં છે. પાકેપાકી મગીયાજાળ પાથરી દીધી છે બાપા !"

"રંગ તમને, જીભાઇ ! બાકી તો બહારવટીઆએ આણંદજીને માર્યા ત્યારથી મારૂં રૂંવાડું હેઠું બેસતું નથી. જોગીદાસના ક્યાંય વાવડ ?"

"જ્યાં હશે ત્યાંથી મારી મગીયાજાળમાં ઝલાઇ જાશે. હવે ફિકર નથી. જોગીદાસ બાપડો હવે કેટલા દિ'?"

"હાજ તો ! ભાવનગરનો ચોર તો ભાગી ભાગીને કેટલેક જાશે ?" એક બીજા અમીરે ટાપસી પૂરી.

ત્યાં તો મહારાજને દુ:ખ ભૂલવવા, હિમ્મત દેવા ને રૂડું મનાવવા બીજા બધા પણ બોલવા લાગ્યા કે "હવે બચાડી ચંદરમાની ભાગી શિયાળ તે . જઇને રે'શે ?"

"ક્યાં જઇને રે'શે ? દેખ બચ્ચા ! આંહી રે'શે."

ક્યારીના ખુણામાંથી એવી એક ત્રાડ સંભળાણી. ચમકીને મહારાજે એ ત્રાડ પાડનાર તરફ જોયું. ક્યારીના તમામ માણસો એ અવાજ કરનારની ખુમારી દેખી સ્તબ્ધ થઇ ગયા. અને ફરીવાર એ ધોળા, વાંકડીયા, ખંભે ઢળકતા વાળ વાળા, સુફેદ દાઢી મૂછના ભરાવાવાળા, ધોળી પાંપણો ને નેણો નીચે તબકતી ઝીણી આંખોવાળા, લીલા અચળાવાળા ને ગળામાં પીળા પારાની માળાવાળા ફકીરે ત્રાડ દીધી કે 'ઇસમેં રેંગા ! યે મેરા ખપ્પરકે નીચુમેં રે'ગા !''

એટલું કહેવાની સાથે જ એ ફકીરે પોતાનું કાળું ખપ્પર ક્યારીમાં ઉંધું વાળ્યું.

"નખ્ખોદ વળ્યું !" ઠાકોરના મ્હોંમાંથી ઉદ્દગાર નીકળ્યો, "મુરાદશા ઓલીયાએ ખુમાણને આશરો દીધો !''

તુર્ત જ ચતૂર રાજાએ બાજી પલટી નાખી. મુંજાવર મુરાદશાનો કોપ હેઠો બેસારવા મીઠાશથી બોલવા માંડયું કે

"અરે હાં ! હાં ! હાં ! સાંઇ મૌલા ! ગુસ્સો શમાવી દ્યો બાવા ! દઃખ ધોખો ન લગાડો. હોય. એ તો થયા કરે."

"મહારાજ !" મુરાદશાએ બોખા મ્હોંમાંથી દુઃખનો અવાજ કાઢયો, "મને દુઃખ કેમ ન લાગે ? જોગીદાસ જેવા લાખ રૂપીઆના કાઠીને ચોર લુંટારો બનાવી મૂકયો એ તો ઠીક, પણ ઉપર જાતાં એને નામે આ કચારી ફાવે તેમ બકે ? તારી કચારીની કીર્તિ ધૂળ મળે છે, રાજા સા'બ ! એમાં જોગીદાસને કાંઇ નાનપ નથી ચોંટતી."

"સાંઇ મૌલા ! તમારી વાત સાચી છે. છીછરા પેટનાં મારાં માણસોએ મારૂં સારૂં દેખાડવા માટે જોગીદાસને નાનપ દેવામાં ભૂલ કરી છે. મારા દિલમાં એવું કાંઇ જ નથી. મારા મનથી તો જોગીદાસ માઇનો પૂત છે. અને એના ગરાસ સાટુ એ અમને સંતાપે એમાં કાંઇ પણ ખોટું નથી સાંઇ ! આપનો ગુસ્સો શમાવો.*"

ભાવનગરમાં ગંગાજળીયા તળાવને આથમણે કાંઠે વડવાની જમીનના ખુણા પર આજ પણ જે જગ્યા 'પીર મુરાદશાના તકીઆ' તરીકે ઓળખાય છે, ત્યાં વારંવાર અસૂરી વેળાએ આવીને બહારવટીયો ઉતરતો, દિવસોના દિવસ સુધી રહેતો, ને છતાં કોઇને એની બાતમી નહોતી મળતી.

## ૪

"બાપુ ! ગઝબ થઇ ગયો."

જોગીદાસે બ્હારવટે રઝળતાં રઝળતાં એક દિવસ મીતીઆળાના ડુંગરામાં પોતાના બાપ હાદા ખુમાણને શોકના સમાચાર સંભળાવ્યા.

---

* કહેવાય છે કે પેલું વાળેલું ખપ્પર મુરાદશાએ ઉંચું ઉપાડી લીધું ઉપાડતાંજ નીચે એક ઘોડીના ડાબલાનું તાજેતાજું પગલું ને બીજું. ઘોડીની તાજી કરેલી લાદનું પોચકું દેખાયું.

"શું થયું આપા ?"

"મહારાજ વજેસંગનો કુંવર *દાદભા ગુજરી ગયા."

"અરરર ! દાદભા જેવો દીકરો ઝડપાઇ ગયો ? શું થયું ! ઓચીંતાનો કાળ કયાંથી આવ્યો ?"

"ભાવનગરની શેરીએ શેરીએ ભમીને મેં કાનોકાન વાત સાંભળી કે શિહોરથી દશેરાંને દિ' નાનબાપા રાણીએ કુંવરને ભાવનગર દરિયો પૂજવા બોલાવ્યા, અને કુંવર દરિયો પૂજીને પાછા વળ્યા ત્યારે નાનબાએ મંત્રેલ અડદને દાણે વધાવીને કાંઇક કામણ કર્યું: કુંવરનું માથું ફાટવા માંડયું. શિહોર ભેળા થયા ત્યાં તો જીભ ઝલાઇ ગઇ ને દમ નીકળી ગયો."

"કોપ થયો. મહારાજને માથે આધેડ અવસ્થાએ વીજળી પડયા જેવું થયું આપા !"

"વીજળી પડયાની તો શું વાત કરૂં બાપુ ! શિહોર ને ભાવનગરની શેરીએ શેરીએ છાતીફાટ વિલાપ થાય છે. વસ્તીના ઘરેઘરમાં પચીસ વરસનો જુવાન જોદ્ધો મરી ગયો હોય એવો કળેળાટ થાય છે."

"આપા ! બાપ ! દાદભાની દેઇ પડે એનું સનાન તો આપણને ય આવ્યું કે'વાય. આપણે નાંવું જોવે."

સહુ બહારવટીયાઓએ ફાળીયાં પહેરીને નદીમાં માથાબોળ સ્નાન કર્યું. પછી જુવાન જોગીદાસે વાત ઉચ્ચારી:

"બાપુ ! એક વાત પૂછું ?"

"ભલે બાપ !"

"આપણે મહારાજના મોઢા સુધી ખરખરે ન જઇ આવવું જોવે ?"

* તારીખો મેળવતાં જણાય છે કે આ મૃત્યુ પ્રસંગ કુંવર દાદભાનો નહિ પણ એથી નાનેરા કુંવર કેસરીસિંહનો હોવો જોઇએ.

હાદો ખુમાણ લગરીક હોઠ મલકાવીને વિચારે ચડી ગયા. એને એકસામટા અનેક વિચારો આવ્યા. ઠાકોર વજેસંગ, જેની સામે આપણે મોટો ખેપ જમાવ્યો છે, એની રૂબરૂ ખરખરે જવું ? જેનાં માણસોને આપણે મોલની માફક વાઢતા આવ્યા છીએ તે આપણને જીવતા મેલી દેશે ! જે આપણને ઠાર મારવા હજારોની ફોજ ફેરવે છે, એ આપણને ખરખરો કર્યા પછી પાછા આવવા દેશે ? પણ મારો જોગો તો જોગી જેવો છે. એને ખાનદાનીના મનસૂબા ઉપડે છે. એનું મન ભંગ ન કરાય.

"જાયેં ભલે. પણ છતરાયા નથી જાવું આપા ! દરબારગઢમાં દાખલ થયા પછી મહારાજની તો મને બે નથી. પણ જો પ્રથમથી જ જાણ થાય તો પછી ઝાટકાની જ મેળ થાય. કેમકે પાસવાનો ન સમજી શકે કે આપણે લૌકીક કરવા આવ્યા છીએ."

"ત્યારે બાપુ ?"

"કુંડલાનો સહુ કાઠી કણબી દાયરો જાય એની સાથે તું પણ માથે ફળીયું ઢાંકીને છાનોમુનો ગુડો વાળી આવજે. બીજું તો શું થાય ?"

કુંવર દાદભાને ખરખરે કુંડલાના કાઠી કણબી ને મુસદ્દી તમામ શિહોર ચાલ્યા. તેમાં બહારવટીયો જોગીદાસ પણ પેસી ગયો. માથા પર પછેડી ઢાંકયા પછી એ પાંચસો જણના સમુદાયમાં કોણ છે તે ઓળખવાની તો ધાસ્તી નહોતી. દરબારગઢની ડેલી પાસે સહુ હારમાં બેસીને રોવા લાગ્યા. રીત પ્રમાણે મહારાજ વજેસંગ એક પછી એક તમામને માથે હાથ દઇ છાના રાખવા લાગ્યા. ચાલતાં ચાલતાં બરાબર જોગીદાસની પાસે પહોંચ્યા. માથે હાથ મૂકીને મહારાજે સાદ કર્યો, "છાના રો' જોગીદાસ ખુમાણ ! તમે ય છાના રો.'"

'જોગીદાસ ખુમાણ' એટલું નામ પડતાં તો શિહોર ઉપર જાણે વજ્ર પડયું. હાંફળા ફાંફળા બનીને તમામ મહેમાનો આમ

તેમ જોવા લાગ્યા. સહુએ પોતપોતાની તરવાર સંભાળી. અને આંહી બહારવટીયાએ પછેડી ખસેડીને પોતાનું પ્રતાપી મ્હોં ખુલ્લું કર્યું. બહારવટીઓ એટલું જ બોલ્યો કે " ભલે વરત્યો રાજ !"

" વરતું કેમ નહિ જોગીદાસ ખુમાણ ! કાઠીયાવાડમાં તો તારૂં ગળુ કયાં અજાણ્યું છે? પાંચસો આદમી વચ્ચે તારા હાકોટા પરખાય, તો પછી તારા વિલાપ કેમ ન વરતાય ?"

બહારવટીયો ! બહારવટીયો ! બહારવટીયો ! એમ હાકોટા થવા લાગ્યા. સહુને લાગ્યું કે હમણાં જોગીદાસ મહારાજને મારી પાડશે. તલવારોની મૂઠે સહુના હાથ ગયા. ત્યાં તો ઠાકોરનો હાથ ઉંચો થયો. એણે સાદ દીધો કે "રાજપૂતો ! આજ જોગીદાસભાઇ બાઝવા નથી આવ્યા, દીકરો ફાટી પડયો છે એને અફસોસે આવ્યા છે. મારા ગરાસમાં નહિ પણ મારા દુઃખમાં ભાગ લેવા આવ્યા છે."

મહારાજ ગળગળા થયા. જોગીદાસની આંખોમાં પણ જળજળીયાં આવ્યાં. માણસોએ અરધી ખેંચેલી તલવારો મ્યાન કરતાં કરતા અગાઉ કદિ ન જોયેલું ને સાંભળેલું એવું નજરે દીઠું. મહારાજ બોલ્યા " જોગીદાસ, બ્હીશો મા હો ! "

" બ્હીતો હોત તો આવત શા માટે રાજ ?"

સહુ દાયરાની સાથે ખાઇ પી, મહારાજને રામરામ કરી પાછા જોગીદાસ ચડી નીકળ્યા. બહારવટીયાને નજરે જોઇ લેવા શિહોરની બજારે થોકેથોક માણસ હલકયું હતું. બહારવટીયાના ચ્હેરા મ્હોરા જેણે કદિ દીઠા નહોતા તેણે તો ખુમાણોને દૈત્ય જ કલ્પેલા હતા. પણ તે ટાણે લોકોએ જુવાન જોગીદાસનું જતિસ્વરૂપ આંખો ભરી ભરીને પી લીધું. આવો તપસ્વી પુરૂષ નિર્દોષ કણબીઓનાં માથાં વાઢી વાઢીને સાંતીડે ટીંગાડતો હશે, ને એના ધડનાં ધીંસરાં કરીને ઢાંઢાને ગામ ભણી હાંકી મેલી

રાજ્યની સોના સરખી સીમ ઉજ્જડ કરી મેલતો હશે; એ વાત ઘડીભર તો ન મનાય તેવી લાગી.

ગટાગોપ મેદની વચ્ચે થઇને કોઇની પણ સામે નજર કર્યા વિના બહારવટીયો ચાલ્યો ગયો. જુવાન જોગીદાસની નજર જાણે દુનિયા કરતાં પાતાળની અંદર વધુ પડતી હોય તેમ એ તો એકધ્યાની યોગીની માફક નીચે જ આંખો નોંધીને નીકળી ગયો.

અનેક બાઇઓના મ્હોંમાંથી અહોભાવનું વેણ નીકળી પડ્યું કે “ સાચો લખમણજતિનો અવતાર ! ”

૫

મીતીઆળાના કિલ્લામાં ત્રણે ભાઇઓ મસલતો કરે છે:

“ ભાઇ ગેલા ખુમાણ ! ” જોગીદાસે મોટા ભાઇને પૂછ્યું.

“ હાં આપા. ”

“ આપણે ત્રણે જણા બારવટે ભાટકીએ છીએ, પણ બાપુ એકલા થઇ પડ્યા. પંચાણું વરસની આખી આવરદા ધીંગાણે ગઇ: એટલે એકલા રે'વું ગોઠે કેમ ? એની ચાકરી કોણ કરે ? ”

“ ત્યારે શું કરવું આપા ? ”

“ બીજું શું ? બાપુને પરણાવીએ. ”

“ ઠેકાણું તપાસ્યું છે ? ”

“ હા, ઘૂઘરાળે જેબલીયા કાઠીની એક દીકરી છે. ”

“ પણ નવી માને દીકરા થાશે તો ?

“ તો તેની ચિંતા શી ? બાપના દીકરાથી વધુ રૂડું શું ?

"ભાગ નહિ પડે ?"

"પણ ભાઇયું આપણે પડખે મદદમાં યે ઉભા રહેશે ને ? જાડા જણ હશું તો બારવટું જોરથી ખેડાશે."

પંચાણું વર્ષની ઉમ્મર છતાં હાદા ખુમાણની વજ્ર જેવી કાયા છે : બખ્તર, ટોપ, ભાલો, ઢાલ ને તલવાર, તમામ હથીઆર પડીયારના ભાર સોતા બાપુ ઠેકડો મારીને બાવળા ઘોડા ઉપર ચડી બેસે છે. સામું પાગડું ઝાલવાની જરૂર રહેતી નથી. એવા પોતાના બાપનું લગ્ન કરીને જોગીદાસે પિતાના સુખનો માર્ગ કાઢ્યો.

સાત વર્ષ વીત્યાં. જેબલીયાણી માના ખોળામાં બે સાવઝ સરખા દીકરા રમે છે : એકનું નામ હીપો ને બીજાનું નામ જસો.

પણ આ ગુલતાનમાં હાદા ખુમાણને હવે ચેન પડતું નથી. રોજેરોજ દીકરાઓની તગડાતગડ સાંભળીને બાપનું દિલ ઉકળે છે. અંતર ઘરમાંથી ઉઠી જાય છે.

"દરબાર !" જુવાન જેબલીયાણી પોતાની જાત વિચારી જઇને ખરા ટાણાનાં વેણ બોલી કે "દરબાર ! હવે બસ; હવે આ દુનિયાને કડવી કરી નાખો ! ભાણુ જોગીદાસ જેવા દીકરા બારવટે ભાટકી ગિરમાં પાણાનાં ઓશીકાં કરે છે, એ વેળાએ આપણને આંહી હીંડોળા ખાટે હીંચકવું ન ઘટે."

"સાચી વાત, કાઠીઆણી ! રંગ છે તને !" પોતાની જુવાન સ્ત્રીને એવા ધન્યવાદ દઇને આપા હાદાએ હથીઆર લીધાં. ઘરનું સુખ છોડીને દસ વરસ સુધી બહારવટું ખેડયું. એ હિસાબે એની અવસ્થા એક સો ને બાર વરસની થઇ. પછી તો એને બુઢ્ઢાપો વરતાવા લાગ્યો. જોગીદાસે આગ્રહ કરીને વળી પાછા બાપુને ઘુઘરાળે વિસામો લેવા મોકલી દીધા.



૬

પરનારી પેખી નહિ, મીટે માણારા !
શીંગી રખ્ય ચળીયા, જુવાણ જોગીદાસીઆ !

[હે જુવાન જોગીદાસ ! શૃંગી ઋષિ જેવા મહા તપસ્વીઓ પણ વાસનામાં લપટી પડયા, પરંતુ હે માણા ! તેં તો પરાયી સ્ત્રી પર મીટ સુદ્ધાંયે નથી માંડી.]

બે જણા વાતો કરે છે :

"ભાઇ, આનું કારણ શું છે ?"

"શેનું ભાઇ ?"

"જોગીદાસ ખુમાણ જ્યાં જ્યાં દાયરામાં બેસે ત્યાં ત્યાં ગામની બજાર તરફ પારોઠ દઇને જ કેમ બેસે છે ? અને માથે ફાળીયું કેમ ઓઢી રાખે છે ?"

"ભાઈ, રામને તે દિ' સીતાજીની ગોત્ય કરતાં કરતાં માર્ગેથી માતાજીનાં ઘરાંણાં લૂગડાં હાથ આવ્યાં, ને પછી લખમણજીને એ દેખાડીને કોનાં છે એમ પૂછેલું. તે ટાણે લખમણ જતિએ શો જવાબ દીધો'તો, ખબર છે ?"

"હા, હા ! કહ્યું'તું કે મહારાજ, આ હાથનાં કંકણ, કાનનાં કુંડળ કે ગળાના હાર તો કોના હશે તેની મને કાંઈ ગતાગમ નથી. કેમકે મેં કોઈ દિ' માતાજીના અંગ ઉપર નજર કરી નથી; પણ આ પગનાં ઝાંઝરને તો હું ઓળખી શકું છું. રોજ સૂરજ ઉગ્યે હું માતાજીના પગુમાં પડતો ત્યારે ઝાંઝર તો મારી નજરે પડતું'તું !"

"ત્યારે આજ જોગીદાસ પણ એજ લખમણ જતિનો અવતારી પુરૂષ જનમ્યો છે બાપ ! એને બજાર સન્મુખ નજર રાખી ન પાલવે. એમાં હમણાં હમણાં બે અનુભવ એવા મળ્યા કે આ દુનિયાની માયાથી એ તપસી ચેતી ગયો છે."

"શા અનુભવ ?"

"એક દિવસ જોગીદાસ જુનીના વીડમાં આંટો લઈને બાબરીયાધાર આવતા'તા. હું પણ ભેળો હતો. બેય ઘોડેસવાર થઈને આવતા'તા. આવતાં આવતાં જેમ અમે નવલખાના નેરડામાં ઘોડીઓ ઉતારી, તેમ તો સૂરજના પચરંગી તેજે હીરા મોતીએ મઢી દીધેલા હોય એવા ઝગારા મારતા એ પાણીના પ્રવાહમાં પીંડી પીંડી સુધી પગ બોળીને એક જુવાનડીને ઉભેલી દીઠી. અઢારેક વરસની હશે. પણ શી વાત કરૂં એના સ્વરૂપની! હમણાં જાણે રૂપ ઓગળીને પાણીના વ્હેનમાં વહ્યું જાશે ! સામે નજર નોંધીએ તો નક્કી પાપે ભરાઈએ એવું રૂપ : પણ આપાને તો એ વાતનું કાંઈ ઓસાણે ન મળે ! નેરાની ભેખડ્યું અને જીવતી અસ્ત્રી, બેય આપાને તો એકસરખાં. આપાએ ઘોડી પાણીમાં નાખી. એમાં પડખે ચડીને એ જુવાનડીએ જબ ! દેતી ઘોડીની વાઘ ઝાલી. ઘોડીએ ઝબકીને મોઢાની ઝોંટ તો ઘણી ચે દીધી, જોરાવર આદમીનું ચે કાંડું છૂટી જાય એવા જોરથી

સાંકળ ભેલાળી : પણ એ જુવાનડી તો જળો જેવાં ચોંટી જ પડી. આપો જોઇ રહ્યા. આપાની તો અચરજનો પાર જ ન રહ્યો. "હાં ! હાં ! હાં ! અરે બાઇ ! બોન ! બાપ ! મેલ્ય, મેલ્ય, મેલી દે। નીકર ઘોડી વગાડી દેશે." એમ આપો વિનવવા લાગ્યો.

"નહિ મેલું ! આજ તો નહિ મેલું, જોગીદાસ !"

"અરે પણ શું કામ છે તારે ? કોઇ પાપીઆ તારી વાંસે પડ્યા છે ? તારો ધણી સંતાપે છે ? શું છે ? છેટે રહીને વાત કરે. હું તારૂં દુઃખ ટાળ્યા પહેલાં આંહીથી ડગલું યે નહિ ભરૂં. તું બ્હો મા. ઘોડીને મેલી દે. અને ઝટ તારી વાત કહી દે."

"આજ તો તમને નહિ છોડું જોગીદાસ ! ઘણા દિ'થી ગોતતી'તી."

"પણ તું છો કોણ ?"

"હું સુતારની દીકરી છું : કુંવારી છું."

"કેમ કુંવારી છો બાપ ? પરણાવવાના પૈસા શું તારા બાપ પાસે નથી ? તો હું આપું. તું ય મારી કમરી બાઇ—"

"જોગીદાસ ખુમાણ ! બોલો મા. મારી આશા ભાંગો મા. હું તમારા શ્રરાનનને માથે ઓળઘોળ થઇ જાવા, મારી જાત ભાત્ય પણ મેલી દેવા ભટકું છું. આમ જુવો જોગીદાસ, આ માથાના મોવાળા કોરા રાખવાનું નીમ લઇને ભમું છું. આજ તું મળ્યે—"

"અરે મેલ્ય મેલ્ય મળવા વાળી ! તું તો મારી દીકરી કમરી જેવા !"

આટલું બોલી, પોતાના ભાલા:ની બુડી એ જોબનભરી સુતારણના હાથ ઉપર મારી, ઘોડીની વાગ ડોંચી, આપા જોગીદાસે ઘોડી દોટાવી મેલી. પાછું વાળી ન જોયું. પછી સાંજરે એરખાના પારા પડતા મેલતા મેલતા સુરજનો જાપ કરતા'તા, ત્યારે ભેળા હોઠ ફફડાવીને બોલતા જાતા'તા કે "હે બાપ ! મારૂં રૂપ

આવડું બધું કુડું હશે એ મેં નહોતું જાણ્યું. મોઢું તરવારથી કાપીને કદરૂપું કરવાની તો છાતી નથી હાલતી, પણ આજથી તારી સાખે નીમ લઉં છું કે કોઇ પરનારીની સામે અમથી અમથી યે મીટ નહિ માંડું."

અને બીજી વાત તો એથી યે વસમી બની ગઇ છે. પરનારી સામે નજર ન માંડવાનું નીમ એક દિ ઓચીંતું તૂટી પડયું. એક ગામને પાદર નદીકાંઠે એક દિ' સાંજટાણે પનીઆરીયું આછા વીરડા કરીને પાણી ભરતી હતી. રૂપાળા ત્રાંબાળુ હાંડા ઉટકાઇને ચકચકાટ કરતા હતા. આછરતા વીરડા, ઉટકેલાં બેડાં, મોતીની ઇંઢોણીયું, નમણાં મોઢાંવાળી ગામની બેન્યુ દીકરીયું, ને એ સહુને માથે જયોતો પ્રગટાવતા સૂરજ મહારાજ: એ રૂડો દેખાવ આપો ય જોવા લાગ્યા. ઓલ્યા નીમનું ઓસાણ ચૂકાઇ ગયું. પોતાને ઘરેથી આઇ અને દીકરીઓ બધાં આવે નદીકાંઠે બેસીને કિલ્લોળ કરતાં હોય, એવી ઉમેદ થઇ આવી. પણ એ તો બચાડાં ચોર બનીને ભાટકતાં'તાં.

ઘેરે આવીને જોગીદાસને યાદ ચડયું કે નીમ ભંગાણું છે. રાતે કોઇને ખબર ન પડે તેમ એણે આંખોમાં મરચાંના ભુક્કાનું ભરણું ભર્યું. પાટા બાંધીને પોઢી ગયા. પ્રભાતે ઉઠયા ત્યાં તો આંખો ફુલીને દડા થયેલી. ભાઇઓ પૂછવા લાગ્યા કે "અરે! અરે! જોગીદાસ! આ શો કોપ થયો?

"કાંઇ નહિ બા! ઇ તો આંખ્યુંમાં થોડુંક વકારનું ઝેર રહી ગયું'તું, તે નીતારી નાખ્યું!"

આવો નીમાધારી પુરૂષ, લગરીકે ચૂક ન થાય તે માટે બજાર સામે કે રસ્તા સામે પારોઠ દઇને બેસે છે ભાઇ!

નાંદુડી ગાળીમાં આ પ્રમાણે બે માણસો વાતો કરી રહ્યા છે. વીરડીથી ગેલા ખુમાણનો દીકરો, સરસઇથી ભાણ ખુમાણ, આંબરડીથી જોગીદાસ ખુમાણ: એમ હાદા ખુમાણના દીકરા આજ બહારવટું ખેડતા ખેડતા થોડોક વિસામો લેવા માટે

ભેળા મળીને નાંદુઠી ગાળીએ હુતાશણી રમે છે. કોયલોને ટોકે કોઇ આંબેરણ ગાજતું હોય તેમ શરણાઇઓના ગહેકાટ થાય છે. બરાબર તે સમયે એક અસવારે આવીને નિસ્તેજ મ્હોંયે સમાચાર દીધા કે "બાપુ હાદો ખુમાણ ધ્રુધરાળે દેવ થયા."

"બાપુ દેવ થયા ! બાપુને તો નખમાંય રોગ નો'તો ને !"

"બાપુને ભાવનગરની ફોજે માર્યા."

"દગાથી ! ભાગતા ભાગતા ? કે ધીંગાણે રમતા ?

"ધીંગાણે રમતા."

"કેવી રીતે ?"

"ફોજે ધ્રુધરાળાની સીમ ઘેરી લીધી બાપુથી ભાગી નીકળાય તેવું તો રહ્યું નહોતું. એના મનથી તો ઘણીય એવી અણતરી હતી કે જીવતો ઝલાઇ જાઉં. અને ફોજનો પણ બાપુને મારવાનો મનસૂબો નહોતો, જીવતા જ પકડી લેવાનો હુકમ હતો. પણ આપણા ભૂપતા ચારણે બાપુને ભારે પડકાર્યા. વાડીએ બાપુ હથીઆર છોડીને હાથકડી પહેરી લેવા લલચાઇ ગયા તે વખતે ભૂપતે બાપુને બિરદાવ્યા કે

સો ફેરી શિરોહની લીધેલ ખૂમે લાજ,
(હવે) હાદલ કાં હથીઆર મેલે આલણરાઉત !

[હે આલા ખુમાણના પુત્ર હાદા ખુમાણ ! સો સો વાર તો તું સિહોર ઉપર તૂટી પડી ગોહિલપતિની લાજ લઇ આવેલ છો; અને આજ શું તું તારાં હથીઆર મેલીને શત્રુઓને કબજે જઇશ ? ]

આવાં આવાં બિરદ દઇને બાપુનાં રૂંવાડા બેઠાં કર્યાં. અને બાપુ એક સો બાર વરસની અવસ્થાએ એક જુવાનની જેમ જાગી ઉઠયા. એણે હાકલ કરી કે "ભૂપતા ! ફોજને હવે સાદ કર ઝટ." ભૂપતે સાદ કર્યો કે "એ ભાઇ ફોજવાળાઓ ! આ રહ્યો તમારો બાપ ! આવો ઝાલી લ્યો." ફોજને આંગળી

ચીંથાડી બાપુ બતાવ્યા. અને એકલે પંડયે બાપુ ધીંગાણે ચડી જન્મારો ઉજાળવા મંડ્યા. સામી છાતીએ લડીને *ફુલધારે ઉતર્યા.

"બસ ત્યારે !" જોગીદાસ બોલી ઉઠયો, "પૂરે ગઢપણે આપણો બાપ *ફુલધારે ઉતરી ગયા, એ વાતના તે કાંઇ સોગ હોતા હશે ? એનાં તો ઉજવણાં કરાય. માટે હવે તો મોકળે મને આઠ આઠ શરણાઇયું જોડયેથી વગડાવો !"

"પણ આપા !" કાસદીઆએ કહ્યું, "બાપુનું માથું કાપીને ફોજ ભાવનગર લઇ ગઇ."

જોગીદાસના આખા શરીર પર સમસમાટી ચાલી ગઇ. બાપ જેવા બાપના મહામૂલા માથાના બુરા હાલ સાંભળતાં એનો કોઠો સળગી ઉઠયો. પણ નાહિમ્મતનું વચન કાઢવાનો એ વખત નહોતો. નાનેરા ભાઇઓની ધીરજ ખુટવાની ધાસ્તી હતી. એ કારણથી પોતે મનની વેદના મનમાં શમાવીને કહ્યુ "હશે બાપ ! ભાવનગરની આખી કચારી બાપુ જીવતે તો બાપુનું મોઢું શી રીતે જોઇ શકત ? ભલે હવે એ સાવઝના મ્હોંને નિરખી નિરખીને જોતાં."

## ૭

આજ વજેસંગ મહારાજના રાજનગરમાં હાદા ખુમાણનાં મોતની વધામણી આવી છે. મહારાજના અંતરનો ઉલ્લાસ ક્યાંયે માતો નથી. પોતાનો બાપ મરવાથી બ્હારવટીઓ જોગીદાસ હવે બધી આશા ગુમાવીને રાજને શરણે આવી ઉભો રહેશે, એવી આશાની વાદળી સામે મીટ માંડીને મહારાજનું દિલ અષાઢ મહિનાના મોરલાની માફક થનગનવા લાગ્યું છે. આજે હાદા ખુમાણને મારનાર સરબંધીઓને પહેરામણી કરવા માટે

*ફુલધારે ઉતર્યા : તલવારની ધારે મર્યા.

કચારી ભરાણી છે. સાચા વસ્ત્રોના સરપાવ, ભેટ દેવા માટેની તલવારો અને સાકરના રૂપેરી ખુમચા મહારાજની ગાદી સન્મુખ પ્રભાતને પ્હોર ઝગારા મારે છે.

તે વખતે કચારીમાં એક એવો આદમી બેઠો હતો કે જેને આ રંગરાગમાં ભાગ લેતાં ભોંઠામણનો પાર નથી રહ્યો. એ કાંકચ ગામનો ગલઢેરો મેરામ ખુમાણ હતો. પોતે આજ અચાનક મહારાજને મળવા આવેલ છે અને એ પોતાના જ કુટુંબી હાદા ખુમાણના મોતના ઉત્સવમાં ન છૂટકે સપડાઇ ગયો છે. પણ એને ક્યાં યે સુખચેન નથી. પોતે એકલો છે. તલવારે પહોંચે તેમ નથી. તેથી એણે આખી મજલસને તર્કથી ધુળ મેળવવાનું નક્કી કર્યું છે. કટોકટીની ઘડી આવી પહોંચી છે.

"લાવો હવે પહેરામણી !" મહારાજે હાકલ કરી. ખુમચા ઉપરથી રૂમાલ ઉપાડયા. ચારણોએ દુહા લલકાર્યા. ત્યાં તો મર્માળી ઠાવકી વાણીમાં મેરામણ ખુમાણ બોલી ઉઠ્યા :

"વાહ ! વાહ ! વાહ રે ભણેં કાઠી તાળાં ભાગ્ય ! ભારી ઉજળાં ભાગ્ય !"

"કેમ મેરામણ ખુમાણ? કોનાં ભાગ્ય?" ઠાકોરે પૂછયું.

"બીજા કોનાં બાપ હાદા ખુમાણનાં !"

"કેમ ?"

"કેમ શું? એક સો ને બાર વરસની અવસ્થા : હાથે કંપવા : પગે સોઝા : આંખે ઝાંખપ : કાયાનો મકોડે મકોડો કથળી ગયેલ : આવી દશામાં જો બચાડો ભાવનગરની કેદમાં જીવતો આવ્યો હોત તો કેવા બુરા હાલ થઇ જાત? પાંચે દીકરાને બહારવટાં મેલી દઇ, મ્હોંમાં તરણાં લઇ આફરડા બાપની સંભાળ લેવા સાટુ થઇને મહારાજને શરણે આવવું પડત. નીકર મલક વાતું કરત કે બાપ બંદીખાને સડે છે ને દીકરા તો બહાર મોજું માણે છે! પણ હવે ઇ આયલું કાંઇ રહ્યું? હવે તો નિરાંતે પાંચે જણા ભાવનગરનાં

બહારસે ઉજ્જડ કરશે. માટે સાકર તો આજ વ્હેંચે એના દીકરા, કે સાવઝ પાંજરેથી મોકળા થયા!"

આખી કચારી સાંભળે એ રીતે આ શબ્દો બોલાયા!"

"સાકર પહેરામણીના થાળ પાછા લઇ જાવ!"

એટલું કહીને મહારાજે ઝટપટ કચારી વિસર્જન કરી નાખી અને પોતે તે જ ઘડીએ હાદા ખુમાણના શોક બદલ માથે ધોળું ફાળીયું બાંધી લીધું.

## ૮

ઠાકોર વજેસંગજી બગડેલી બાજી સુધારી રહ્યા છેઃ

"મેરામ ખુમાણ, હવે શું કરૂં? હાદા ખુમાણને મારીને તો મેં મોટી ભોટય ખાધી."

"સાચું મા'રાજ! માથેથી ગાળ ઉતારવી હોય તો કુંડલા જઇને હાદા ખુમાણનું કારજ કરો. અને ભાણુજોગીદાસને તેડાવીને કસુંબા પી લ્યો."

ઠાકોર વજેસંગે કુંડલે જઇને પોતાના શત્રુનું કારજ આદર્યું. ત્રણે પરજમાં મેલા લખ્યા. ભાણુ જોગીદાસને તેડી લાવવા માટે મેરામ ખુમાણને મોકલ્યા.

નક્કી કરેલે દિવસે બેય બહારવટીયા ભાઇઓ ડુંગરમાંથી ઉતરીને કુંડલે આવે છે. રસ્તે જોગીદાસ શીખામણ દઇ રહ્યો છે કે "ભાણુ! બાપ, તું આકળો થતો નહિ. તારી તેજ પ્રકૃતિને જરા વશ રાખજે ભાઇ!"

કુંડલાના દરબારગઢમાં આવ્યા, ત્યાં દાયરો ઉભો થઇ ગયો. જોગીદાસે પૂછ્યું "કયાં છે મહારાજ?"

"મા'રાજ તો નદીએ સરાવે છે."

"મા'રાજ પોતે સરાવવા ગયા છે!"

"હા આપા!"

બન્ને જણાએ ઘોડીઓ નદીનાં આરા તરફ લીધી. કાંઠે આવતાં તો આઘેથી ઠાકોર વજેસંગને દેખ્યા : મૂછો પડાવીને મહારાજ રામઘાટ ઉપર સરાવણું કરે છે.

"જો ભાણ! જોઇ લે બાપ! બાપ તો તારો ને મારો મર્યો, અને મૂછું બોડાવી છે ભાવનગરના ઠાકોરે : આપણા દુશ્મને! આમ જો ખાનદાની! તું કે હું મૂછયું પડાવી શકીએ એમ છે?"

[કાઠીઓ કદિ પણ મૂછો પડાવતા નથી. રજપૂતો પડાવે છે.]

ત્યાં તો ઠાકોરને સમાચાર પહોંચ્યા. ઉંચું જોયું. બન્ને બહારવટીયા સામે નજર કરીને ઠાકોરે મ્હોં મલકાવ્યું. જાણે મોટેરો ભાઇ હોય, એટલું હેત પાથરી દીધું.

"ઉઠો ઉઠો મહારાજ! હવે બાકીનું મને સરાવવા દ્યો. આપે તો અવધિ કરી."

"આપા ભાઇ!" મહારાજ બોલ્યા, "હાદો ખુમાણ તમારા બાપુ, તેમ મારા યે બાપુ. હું મોટેરો દીકરો, તમે કોઇ ઘરે નહિ, એટલે હું સરાવું એમાં શું? મોટેરાને એટલો હક્ક તો રે'વા દ્યો બાપ!"

"ભલે મહારાજ!" જોગીદાસનું ગળું રૂંધાઇ ગયું.

સરાવણું પૂરૂં થયે સહુ ગામમાં આવવા ઘોડે ચડયા. બરાબર ઝાંપે આવીને જોગીદાસે ઘોડી સામા કાંઠા ઉપર સાવર ગામ તરફ વાળી અને ઠાકોરને કહ્યું "રામ રામ મહારાજ!"

"આપા ભાઇ! આ તરફ દરબારગઢમાં."

"માફ રાખો બાપા! હું સાવરમાં ઉતારો કરીશ."

"અરે પણ—"

મેરામ ખુમાણ બોલી ઉઠયા: "કાં મહારાજ! ન સમજાણું? જોગીદાસે કુંડલાનું પાણી હરામ કર્યું છે એટલે એણે ઘોડી તારવી."

"તો આપણું મુકામ પણ સાવરમાં નાખો."

ઠાકોરનો હુકમ થયો. કારજની બધી તૈયારી કુંડલામાંથી સામા પાદરમાં લઇ જવામાં આવી.

ભલભલા કાઠીઓનું કારજ તે દિવસોમાં ઘઉંના ભરડકાનું થતું. તેને બદલે હાદા ખુમાણના કારજમાં ઠાકોરે સાટા જલેબી ને મોહનથાળ દીધાં. ત્રણે પરજોના સેંકડો પરોણા મ્હોંમાં આંગળી નાખી ગયા.

કેવળ કાંકચનો મેરામ ખુમાણ ઠાકોરની કરામત ઓળખતો હતો. એણે મનમાં ને મનમાં કહ્યું "વાહ ઠાકોર! રૂપાની થાળી ને સોનાની પાળી! કલેજાં ચીરે, તો ય મીઠી લાગે!"

"બોલાવો ભાણ જોગીદાસને કસુંબો પીવા. આજ બારવટું પાર પાડીએ." વજેસંગજીએ વાત ઉચ્ચારી.

બન્ને ભાઇઓ હાજર થયા. ઠાકોરે વાત ચલાવી:

"જુઓ આપાભાઇ! બાપુ આલા ખુમાણના વખતના વહીવટના ચોપડા તપાસો: દરેક ભાઇને ત્રીસ ત્રીસ હજાર મળતા. એથી વધુ તો તમે ન માગો ને!"

"ના."

"ત્યારે છ ગામ ઉપાડી લ્યો. આપા! તમે જ નામ પાડો."

"પહેલું કુંડલા."

કુંડલાનું નામ પડતાં જ મહારાજનું મ્હોં ઉતરી ગયું. મહારાજે માથું ધુણાવ્યું:

"આપા! કુંડલા તો નહિ. કુંડલા લેવામાં દરબારને ભારી દાખડો કરવો પડયો છે. ઠેઠ રાજૂલાથી તોપખાનું હરડાવ્યું, તેમાં નેસડીના મૂળા પટેલના ચાળીસ ઢાંઢા તૂટી ગયા, તેના બદલામાં એને આખું જૂનું સાવર દેવું પડયું. માટે કુંડલાના સિવાય બીજું ઠીક પડે એ ગામ માગી લ્યો."

જોગીદાસના કાકા ભમોદરા વાળા ભોજખુમાણના મ્હોં પરથી વિભૂતિ ઉડી ગઇ. આઇની વાણીમાં એણે ભવિષ્યના બોલ સાંભળ્યા.*

દાયરાના મન ઉપરથી ગમગીનીનો પડદો તોડવા માટે ચારણે મોટે સાદે દુહો લલકાર્યો કે

> અંગરેજે મલક ઉંટાકીયો, મયણુ કેતોક માણુ
> ત્રણે પરજું તોળીયું, (એમાં) ભારે જોગો ને ભાણુ !

[ અંગ્રેજોએ આવીને સોરઠ દેશ તોળી જોયો. આ ધરતી કેટલીક વજનદાર છે તે તપાસી જોયું. કાઠીઓની ત્રણે પરજોને તોળી જોઈ. એમાં ભાણુ ને જોગીદાસ બે જ જણા વજનદાર નીકળ્યા ]

## ૧૯

સામસામા બે શત્રુઓ બેઠેલા : વચ્ચે કસુંબાની કટોરી ઝલકે છે : પચીસ વરસનાં વેર એ બે ય શત્રુઓની આંખોમાંથી અત્યારે નીતરી ગયાં છે. વજેસંગ ઠાકોર અને જોગીદાસ ખુમાણ સમાધાની કરવા ભેળા થયા છે.

"લ્યો આપા ! માગી લ્યો !" અંજલિમાં કસુંબો લઇ ઠાકોરે હાથ લંબાવ્યો.

"માગી લેવાનું ટાણું ગયું મહારાજ! આજ તો તમે આપો તે લઇ લેવું છે. માટે બોલી નાખો." એમ કહીને બહારવટીયાએ ઠાકોરની અંજલિ પોતાના હાથે પકડી પોતાનું મ્હોં નમાવ્યું.

"ત્યારે આપા ! એક તો કુંડલા."

"કુંડલા ન ખપે મહારાજ !" બહારવટીયાએ હાથ ઉંચો કર્યો.

ઠાકોર ચમકયા: "આ શું બોલો છો આપા ? કુંડલા સાટુ તો આ જંગ મચાવ્યો, અને હવે કુંડલા ન ખપે ?"

---

*આજ એનો પણ વંશ નાબદ થયો છે.

"ન ખપે. મહારાજ બોલ્યા એટલે હું માની લઉં છું કે કુંડલા મને પોગ્યા. પણ પણ હવે મારું અંતર કુંડલા માથેથી ઉતરી ગયું છે. મારો બાપ મુવો તે દિ' મહારાજે મોટેરો દીકરો બનીને મુંડાવેલું. એટલે નાવલી–કાંઠો ભલે મોટેરાને જ રહ્યો. વળી બીજી વાત એમ છે કે કુંડલા વિષે મને વ્હેમ પડયો છે. ચારણનો દુહો છે કે,

> કીં થે તારા કુંડલા, ભડ વખતાને ભોગ્ય !
> આલણુકા આરોગ્ય, હોય ને કસળે હાદાઉત !

આ દુહે મને વ્હેમમાં નાખ્યો છે. અરથ તો સવળો છે કે 'હે હાદાના પુત્ર ! તારા કુંડલા વખતસિંહજી શી રીતે ભોગવશે ? હે આલણકા ! એનાથી હેમખેમ કુંડલા નહિ ખવાય !' પણ એથી ઉલટો અરથ પણ નીકળે છે. માટે કુંડલાને ટીંબે અમે નહિ ચડીએ ! કુંડલા તો ભલે મહારાજને રહ્યું."

"ત્યારે એક આંબરડી કબૂલ છે ?"

"હા બાપા ! અભરે ભર્યું ગામ."

"બીજું બગોયું."

"એ પણ કબૂલ : સોના સરખું."

"એ બે તમને : વીરડી ને રબારીકું આપા ગેલાનાં છોરૂને."

"બરાબર."

"આગરીઆ ને ભોકરવું આપા ભાણને."

"વ્યાજબી."

"ઠવી ને જેજાદ ભાઇ હીપા જસાનાં મજમુ. થયા રાજી ?"

"સત્તર આના."

"કાંઇ કોચવણ તો નથી રહી જાતી ને આપા ભાઇ ? જોજો હો ! જગત અમારી સોમી પેઢીએ પણ ભાવનગરને 'અધરમી' ન ભાખે."

"ન ભાખે બાપા. ભાખે એની જીભમાં કાંટા પરોવાય."

"ત્યારે આપા ભાઇ! મને લાગે છે કે તમારા દીકરા તમારૂં ગઢપણ કદિક નહિ પાળે તો?" ઠાકોર હસ્યા.

"તો આંહી આવીને રહીશ બાપા!"

"ના, ના, આંહી યે કદિક આ મારાં પેટ—ખખુભા નારૂભા પલટી જાય. આજ કોઇનો ભરોંસો નહિ કોઇની ઓશીયાળ નહિ. રાજ તમને 'જીરા' ખડીયાખરચી દાખલ આપે છે જીવો ત્યાં સુધી ખાઓ પીઓ.'

બહારવટીયો આભો બન્યો × જીરા! ત્રીસ હજારની ઉપજ આપનારૂં જીરા ગામ ઠાકોરે ખડીયા ખરચીમાં નવાજ્યું.

જોગીદાસે ઠાકોરના હાથમાંથી કસુંબો પીધો. સામી અંજલિ પીવરાવી. વસ્તીને વધામણી સંભળાવવા સહુ કચેરીમાં આવ્યા.

બહારવટીયાને શરણાગત નહિ પણ સમવડીઓ કરીને ઠાકોરે પોતાની સાથે અરધોઅરધ ગાદી પર બેસાર્યો. અને બંદીજનોએ બેયને ત્રાવડ તરીકે બિરદાવ્યા :

> વજો અવરંગશા વદાં, દરંગો જોગીદાસ
> તણુહાદલ વખતાતણુ, આખડીયા ઓનાડ.

[ બેમાંથી કોનો વત્તો ઓછો કહું? વજો મહારાજ ઔરંગઝેબ જેવો વીર, ને સામો જોગીદાસ પણ દુર્ગાદાસ જેવો : એક વીર વખતસિંહનો

× આ 'જીરા' વિષે એમ પણ બોલાય છે કે એ ખડીયાખરચી તરીકે નહિ, પણ જોગીદાસના દીકરા લાખા હરસૂરની ધોતલીમાં અપાયલું.

કહેવાય છે કે આ 'જીરા' ગામ જોગીદાસના વિદેહ પછી પણ એના વંશમાં ચાલુ રહેલું. ત્રીજી પેઢીએ એભલ ખુમાણના વખતમાં એ વંશનાં એક વિધવા બાઇએ, પોતાને પિત્રાઇઓ ગરાસ ખાવા દેતા ન હોવાથી 'જીરા' વિષેનો દસ્તાવેજ દરબારી અધિકારીને આપ્યો. અધિકારીએ જોયું કે 'જીરા' તો ફક્ત જોગીદાસની હૈયાતી પૂરતું જ બક્ષાયલું. એણે રાજમાં જાહેર કરીને જીરા ખાલસા કરાવી લીધું. પૂછવા જતાં ગગા ઓઝાના રાજપુરૂષે કહ્યું કે "જીરા (જીરૂ) તો શાકમાં પડી યું!" ગ

તનય, ને બીજો વીર હાદા ખુમાણનો તનય : બન્ને બહાદુરો સામ-સામા યુદ્ધ ખેલી જાણ્યા. ]

એ બિરદાવળી સાંભળતાં વજેસંગજી 'વાહ કવિરાજા!' કહી મલકાય છે. જોગીદાસની સમવડ ગણાવાનો એને શોચ નથી. મોટા મનનો ભૂપતિ રાજી થાય છે. ને જોગીદાસનાં ગુણગાન વધુ રૂડાં બને છે :

> તું પાદર જૂના તણે, ફેસળીઓ ફોજે
> (તે દિ) બીબડીયું બંગલે, (તુંને) જોવે જોગીદાસીઆ!

[ હે જોગીદાસ! તું જે દિવસ જૂનાગઢને પાદર ફોજ લઇને ચાલ્યો હતો, તે દિવસ તને બીબીઓ મોટા બંગલાની બારીઓના ચકમાંથી નયનો ભરી ભરી નિરખતી હતી. ]

"સાંભળો આપાભાઇ! તમારાં શૌર્ય અને સ્વરૂપ કેવાં!" એમ કહીને સાગરપેટો ઠાકોર બહારવટીયાને હસે છે. પણ બહારવટીયાના કાન જાણે ફુટી ગયા છે. માથું નમાવીને એ તો કચેરીમાં યે બેરખો જ ફેરવે છે. એટલું જ બોલે છે કે "સાચું બાપા! ચારણો છે, તે ફાવે તેમ બિરદાવે."

પણ બંદીજનો તો તે દિવસ ગાંડાતૂર બનેલા હતા. કવિતાનાં નીરમાં બહારવટીયાને તરબોળ બનાવવો હતો : દુહા રેલવા લાગ્યા :

> દત સુરત ટેકો દઇ, રાખીતલ પ્રજરાણ!
> ખળભળતી ખુમાણ, જમી જોગીદાસીઆ!

[ હે પરજોના રાજા! કાઠીઓની પૃથ્વી ખળભળીને નીચે પટકાઇ જવાની હતી, તેને દાન તથા શૌર્યના ટેકા દઇને તેં જ ટકાવી રાખી હે જોગીદાસ! ]

> જોગો જોડ કમાડ, માણો મીતળપર ધણી
> ન થડકયો થોભાળ, હુકળ મચીએ હાદાઉત.

[ જોટાદાર કમાડ જેવા જોગીદાસ ! મીતીઆળાનો ધણી : યુદ્ધ મચતી વેળાં જરાયે ન થડકયો. ]

**કરડયે કાંઉ થીયે, પરડોતરાં પ્રજરાણુ !**
**ડસતલ તું દહીવાણુ, ઝાંઝડ જોગીદાસીઆ !**

[ બીજાં નાનાં સાપોલીયાં ડસે તેનાથી તો શું થવાનું હતું ? પણ ભાવેણાના નાથને તારા જેવો મોટો ફણીધર ડસ્યો ત્યારે જ એનું ઝેર ચડયું. ]

**જોગા ! જલમ ન થાત, ઘણુમૂલા હાદલ ઘરે**
**(તો તો) કાઠી કીં કે'વાત, સામી વડય સૂબા તણી !**

[ હે જોગીદાસ ! મહામૂલા હાદા ખુમાણને ઘેર જો તારો જન્મ ન થયો હોત, તો કાઠી મોટા સૂબા મહારાજાનો સમોવડીયો કયાંથી લેખાયો હોત ? ]

અને ચારણોએ છેલ્લી ટોચ ચડાવી :

**ધ્રુવ ચળે, મેરૂ ડગે, મહદધ મેલે માણ**
**(પણ) જોગો કીં જાતી કરે, ખત્રીવટ ખુમાણ !**

[ ધ્રુવ તારો ચલાયમાન થાય, મેરૂનાં શિખર ડગે, મહોદધિ પોતાની મરજાદ મેલે, તો પણ જોગો ખુમાણ પોતાની ક્ષત્રીવટ કેમ જાતી કરે ? ]

બહારવટીયાની બિરદાવળ સાંભળી સાંભળી મહારાજ જાણે ધરાતા જ નથી. ચારણોને સામા હોંકારા પણ પોતે જ આપી રહેલ છે. શબ્દે શબ્દે પોતે બહારવટીયાની સામે મીટ માંડી રહે છે. જોગીદાસ એની નજરમાં જાણે સમાતો નથી. બહારવટીયાના ગુણવિસ્તારની સરખામણીમાં ગોહિલનો રાજવિસ્તાર નાનકડો લાગ્યો.

જ્યારે મહારાજનું દિલ આટલું ડોલી રહ્યું છે, ત્યારે બહારવટીયાના ખુદના અંતરમાંથી તો આ બધી બિરદાવળ, પોયણુને

પાંદડેથી પાણી દડે તેમ દડી પડી. એના મુખડાની ગરવાઇ જરાય ઓછી ન થઇ. એ તો સૂરજના જાપમાં તલ્લીન છે. ને એને તો પોતાનાં પાતક સાંભરે છે. પોતાના મનવાને મારી મારીને એ પ્રાયશ્ચિત્ત કરે છે.

મહારાજે ઇસારત કરી, એટલે સભામાં રંગરાગ મંડાયા. સારંગીને માથે સુંવાળી કામઠીઓ અડી ને અંદરથી કૂણા કૂણા સૂર ઉઠયા. સાથે સ્ત્રીઓનાં ગળાં ગળવા મંડયાં. નરઘાં ઉપર ઉસ્તાદની થાપી પડતાં તો રણણ ઝણણ ઘૂઘરા બોલ્યા અને કિન્નરકંઠી રામજણીઓનો મુજરો મંડાણો,

વજો મહારાજ ; કનયોલાલ : રસરાજનો જાણે અવતાર : અને મારૂ વંશનો મોજીલો બેટડો : જેવો સંગ્રામમાં તેવો જ રસભોગમાં : વીણી વીણીને અમૂલખ વારાંગના તેડાવી હતી. કેમકે આજ તો અનુપમ ઉજવણું હતું : જોગીદાસનું બહારવટું પાર પડયું હતું. વારાંગનાનાં ગળાં ગહેકવા લાગ્યાં.

અને જોગીદાસે પીઠ દીધી ! આંખો અધમીંચી હતી, તે પૂરેપૂરી બીડી દીધી. બેરખો તો હાથમાં ચાલી જ રહ્યો છે.

વજો મહારાજ કાંઇ સમજ્યા નહિ. એણે જાણ્યું કે બહારવટીયો દિશા બદલવાની કાંઇક વિધિ કરતો હશે. નાચ સંગીત ખીલવા લાગ્યાં. કચારી જાણે ગણિકાઓના સૂર–સરોવરમાં તરવા ને પીગળવા લાગી.

ઓચીંતો જોગીદાસે ભેટમાંથી જમૈયો ખેંચ્યો. કચેરીમાં એ હથીઆરનો ચમકારો થયો, અને 'હાં હાં ! આપા !' કહીને મહારાજે જોગીદાસનું કાંડું ઝાલ્યું. જમૈયાની અણીને બહારવટીયાની આંખના પોપચાથી ઝાઝું છેટું નહોતું.

" આપા ભાઇ ! આ શું ? "

" કાંઇ નહિ બાપા ! આંખો ફોડું છું. "

" કાં ? "

" એટલે તમે સહુ આ નાચમજરા નિરાંતે ચલાવો. "

"કાંઇ સમજાતું નથી આપાભાઇ!"

"મારૂવા રાવ! તમે મારવાડ થકી આવો છો, તમારે પરવડે. પણ હું કાઠી છું. મારી મા-બોન્યું નાચે, ને ઇ હું બેઠો બેઠો જોઉં, એમ ન બને."

"અરે આપા! આ મા-બોન્યું ન કેવાય. આ તો નાયકાઉં. એનો ધંધો જ આ. ગણિકાઉં ગાય નાચે એનો વાંધો?"

"ગણિકાંઉં તોય અસ્રીનાં ખોળીયાં: જનેતાના અવતાર: જેના ઓદરમાં આપણે સહુ નવ મહિના ઉઝરીએ એ જ માતાજીનાં કુળઃ બધું એકનું એક, બાપા! તમે રજપૂત, ઝટ નહિ સમજી શકો. પણ મને કાઠીને તો દીવા જેવું કળાય છે. હવે જો ઇ માવડીયું પગનો એકેય ઠમકારો કરશે તો હું મારી આંખોનાં બેય રતન કાઢીને આપના ચરણમાં ધરી દઇશ."

*નાચ મુજરા બંધ કરવામાં આવ્યા.

મહારાજે બહારવટીયા જોગ પૂરેપૂરા નિરખ્યા. અંતર ઓળઘોળ જઇ જવા લાગ્યું. જોગીદાસ જીવ્યા ત્યાં સુધી પોતાના ભાઇ કરી પાળ્યા.

---

અન્ય સંભળાતા પ્રસંગો:

*કવિ શ્રી ન્હાનાલાલ એક પ્રસંગ એમ પણ સંભળાવે છે કે ગાયકવાડ તથા ભાવનગર રાજની વચ્ચે સીમાડાની મોટી તકરાર હતી. કેમેય ગુંચ નીકળે નહિ. બન્ને રાજ્યોને એમ સૂઝ્યું કે જોગીદાસ બહારવટીયો સતવાદી છે. સીમાડાનો અજોડ માહેતગાર છે. એ ખરો ન્યાય તોળશે. માટે એને જ આ તકરારનો ફેંસલો સોંપાયો હતો. સતવાદી બહારવટીયાએ ભાવનગરની સામે કારમું વેર ચાલુ હતું છતાં સત્ય ભાખ્યું: ફેંસલો ભાવનગરના લાભમાં ગયો. એ પ્રસંગના ગુલ્તાનમાં બહારવટીયાને તેડાવવામાં આવ્યો હતો, અને તે વખતે આ ઘટના બની હતી.

શ્રી. ધીરસિંહજી ગોહિલ લખી જણાવે છે:

"જ્યારે ઠાકોર અને જોગીદાસ કસુંબો લેવા ભેળા થઈ તંબુની બહાર બેઠા હતા, ત્યારે ઓચીંતો એક સાપ નીકળ્યો. બધા એ સાપને દેખી ભાગ્યા. ફક્ત જોગીદાસ બેઠા રહ્યા. સાપ જોગીદાસ તરફ ચાલ્યો.

ઠાકોર કહે "જોગીદાસ, ભાગો!"

બહારવટીયો કહે "ના મહારાજ! આપ દેખો તેમ મારે સાપોલીઆથી ડરીને તગ! તગ! ભાગવું ન પરવડે!"

પલોંઠી ઠાંસીને બહારવટીયો બેસી રહ્યો. સાપ એના શરીર પર ચડયો. માથા ઉપર ફેણ લઈ ગયો. પછી ઉતરીને ચાલ્યો ગયો. જોગીદાસ જેમના તેમ બેઠા રહ્યા.

# ઐતિહાસિક કથાગીત : બૅલેડ

[ આ ગીતના રચનાર કોણ, તે નથી જાણી શકાયું. ભાવનગર રાજના આશ્રિત હશે એમ લાગે છે. ભાવનગરના રાજકવિ શ્રી પીંગળશીભાઇના જૂના ચોપડામાંથી, એમના સૌજન્યથી આ પ્રાપ્ત થયું છે. ]

પડ ચડિયો જે દિ' જોગડો પીઠો
આકડીયા ખાગે અરડીંગ,
જરદ કસી મરદે અંગ જડિયા
સમવડિયા અડિયા તરસીંગ. ૧

[ જોગીદાસ ને પીઠો ખુમાણ યુદ્ધમાં ચડ્યા. શૂરવીરો ખડ્ગ લઈ આફળ્યા. મરદોએ અંગ પર બખ્તર કસ્યાં. બરોબરીયા સિંહોએ જાણે જંગ માંડયો. (સિંહોને 'તરસીંગ' ત્રણ સીંગડાં વાળા કહેવામાં આવે છે.)]

જુધ્ધ કરવા કારણુ રણુ ઝૂટા
સાંકળ તોડય બછૂટા સિંહ,
માંડે એધ એધ ખુમાણો
લોહ તણો સર જાણે લીંહ. ૨

[ યુદ્ધ કરવાને કારણે બહારવટીયા રણમાં ધસ્યા. જાણે સિંહ સાંકળ તોડીને વછૂટયા. ખુમાણોએ મરણીયા થઈ વેર માંડયું. જાણે એ તો લોઢાની ઉપર આંકેલ લીંટી! ભૂંસાય જ નહિ. ]

કસંપે ખોયા મલક કાઠીએ
કરિયો ઘરમાં કટંબ કળો;
સાવર ને કુંડલપર સારૂ
વધતે વધતે વધ્યો વળો. ૩

[ પરંતુ કાઠીઓએ કુસંપને કારણે મુલક ખોયો. ઘરની અંદર જ કુટુંબ–કલહ કર્યો. સાવર ને કુંડલા માટે વેર વધવા જ લાગ્યાં. ]

મત્ય મુંઝાણી દશા માઠીએ
કાઠી બધા ચડયા કડે,
ચેલો ભાણુ આવીયા ચાલી
જોગો આવધ અંગ જડે. ૪

[ પણ માઠી દશાને લીધે તેઓની મતિ મુંઝાણી. કાઠીઓ બધા કડે ચડયા. જસદણનો ચેલો ખાચર અને ભડલીનો ભાણ ખાચર આવ્યા. તે વખતે જોગીદાસ અંગ પર આયુધ કસતો હતો. ]

વેળા સમો ન શકિયા વરતી
ફરતી ફોજ ફરે ફરંગાણુ,
ભાયું થીયા જેતપર ભેળા
ખાચર ને વાળા ખુમાણુ. ૫

[કાઠીઓ સમય ન વર્તી શકયા. ચોફેર અંગ્રેજોની ફોજ ફરતી હતી. છતાં બધા ભાઇઓ જેતપરમાં ભેળા થયાં. ખાચર, ખુમાણ ને વાળા, ત્રણે.]

વહરા તસર સિંધુ વાજીયા
    સજીયા રણુ વઢવા ભડ સોડ
પાવરધણી બધા પરિયાણે
    મળુને સર બાંધો મોડ. ૬

[ઘોર સીંધુડા રાગ વાગ્યા. સુભટ્ટો રણુમાં વઢવા માટે સજ્જ થયા. પાવરના સ્વામીઓ (એટલે કે પાવરમાંથી આવેલા કાઠીઓ) બધાએ પ્રયાણ કર્યાં કે કાકા મુળુવાળાના શિરપર સરદારીની પાઘ બંધાવીએ.

મૂળુ સાચો અખિયો માણે
    જાણે દાય ન ખાવે ઝેર,
ફરતો ફેર મેરગર ફરવો
    વજમલસું આદરવો વેર. ૭

[મુળા વાળાએ સાચી સલાહ આપી કે ભાઈ! મેરૂની પ્રદક્ષિણા કરવી જેટલી મુશ્કિલ છે, તેટલું જ વિકટ વજેસંગ સાથે વેર આદરવાનું છે.]

હેક વચન સાંભળ તણુ–હાદા!
    નર માદા થઇ દીયો નમી!
પડખા માંય કુંપની પેઠી
    જાવા બેઠી હવે જમી. ૮

[હે હાદાના તનય! એક વચન સાંભળ. હવે તો મરદો છો તે અબળાઓ બનીને નમી જાઓ. કેમકે હવે પડખામાં અંગ્રેજની કંપની પેઠી છે, હવે આપણી જમીન જવા જ બેઠી છે.]

બરબે હાદા–સતણુ બોલિયો
    કાકા ભીતર રાખ કરાર!
જોગો કહે કરૂં ધર જાતી
    (તો) વંશ વાળા લાજે અણુવાર. ૯

[હાદા–સુતન જોગીદાસ હરકેરાઇને બોલ્યો કે હે કાકા! તું હૃદયમાં ખાત્રી રાખજે. હું જોગો જો ધરતી જવા દઉં, તો તો અત્યારે આપણો અસલ વાળા ક્ષત્રિયનો વંશ લાજે.]

મૂળુ કને આવીઆ માણુ
　　કો' મુંઝાણા કરવું કેમ !
વાળો કહે, મલકને વળગો
　　જેસા વેજા વળગ્યા જેમ. ૧૦

[ જેતપુર મૂળુવાળાની પાસે માણુસો (કાઠીઓ) આવ્યા. પૂછ્યું કે, કહો, હવે શું કરીએ ? વાળાએ કહ્યું કે, જેસા વેજા જેમ બહારવટે નીકળી દેશને ધબેડતા તેમ તમે પણ ધબેડો. ]

મરદાં સજો થાવ હવ માટી !
　　આંટી પડી નકે ઉગાર,
અધપતીઓના મલક ઉજાડો
　　ધાડાં કરી લૂંટો ધરાર. ૧૧

[હે મરદો ! હવે બહાદૂર થઇને સાજ સજો. હવે એવી આંટી પડી છે કે ઉગાર નથી. હવે તો રાજાઓના મુલકને ઉજ્જડ કરો. ધાડ પાડીને ધરાર લુંટો.]

એ કથ સુણી ભરિયા ઉચાળા
　　ગરના ગાળામાંય ગીયા,
વાંસેથી ખાચર ને વાળા
　　રાળા ટાળા કરી રીયા. ૧૨

[જેતપૂર મુળુવાળાનું આવું કથન સાંભળીને ખુમાણોએ ઉચાળા ભર્યા. ભરીને ગિરની ખીણોમાં ગયા. પણ પાછળથી ખાચરો અને વાળાઓ ખટપટ કરવા મંડયા.]

પરથમ એ ખૂટામણ પેઠું
　　બેઠું સહુ ગ્રહી ઘરબાર,
જોગો કરે ખત્રવટ જાતી
　　(તો) ભૂવણ શેષ ન ઝીલે ભાર. ૧૩

[પ્રથમ જ ખૂટામણુ પેઠું. બધા પોતાનાં ઘરબાર આવીને બેસી ગયા. ફક્ત એક જોગીદાસે કહ્યું કે જો હું ક્ષત્રીવટ જતી કરૂં, તો તો શેષનાગ પૃથ્વીનો ભાર ન ઝીલે.]

જૂસણુ કસીઆ જોધ જુવાણે
ખૂમાણે સજીયા ખંધાર,
પૃથવી કીધી ધડે પાગડે
બાધે દેશ પડે બુંબાડ. ૧૪

[જુવાન જોદ્ધાઓએ બખ્તરો કરયાં. ખુમાણોએ અશ્વો સજ્યા. પૃથ્વીમાં નાસ ભાગ કરાવી મૂકી. આખા મુલકમાં બૂમો પડી.]

દીવ અને રાજૂલા ડરપે
શેષ ન ધરપે હેઠે સાંસ,
આવી રહે અચાનક ઉભો
દી' ઉગે ત્યાં જોગીદાસ ! ૧૫

[દીવ અને રાજુલા શહેરો ડરે છે. શેષનાગ જાણે કે નીચો શ્વાસ નથી મેલી શકતો. દિવસ ઉગે છે ત્યાં ઓચીંતો આવીને જોગીદાસ ઉભો રહે છે.]

આઠે પહોર ઉદ્રકે ઉના
ધર જુના સુધી ધમસાણુ,
પાટણરી દશ ધાહ પડાવે
ખાગાં બળ ખાવે ખૂમાણ. ૧૬

[ઉના શહેર આઠે પહોર ઉચાટમાં રહે છે. જૂનાગઢ સુધી ધમસાણુ ઓલે છે. પાટણની દિશામાં પણ બહારવટીયા પોકાર પડાવે છે. તલવારને જોરે ખુમાણો ખાય પીવે છે.]

એ ફરીઆદ વજા કન આવી
અછબી ફોજ મગાવી એક,
લુંટી નેસ નીંગરૂ લીધા
ત્રણ પરજાંરી છૂટી ટેક. ૧૭

[આવી ફરીઆદ વજેસંગજીની પાસે આવી. એણે એક મોટી ફોજ મગાવી. કાઠીઓનાં નેસડાં ઉચાળા લૂંટી લીધાં. કાઠીઓની ત્રણે સાખાઓની ટેક છૂટી ગઇ.]

ભૂખ્યા ગિરે ડુંગરે ભમીઆ
સોહડ જોખમિયા ભાઇયાં સાથ,
ગેલો હાદલ ચાંપો ગમિયા
નમિયા નહિ ખૂમાણુ નાથ. ૧૮

[બહારવટીયા ભૂખ્યા ભૂખ્યા ગિરના ડુંગરામાં ભમ્યા. બહુ જોખમો ખમ્યાં. ગેલો ખુમાણ, હાદો ખુમાણ, ચાંપો ખુમાણ, વગેરેના જાન ગુમાવ્યા. છતાં પણ ખુમાણોનો નાથ જોગીદાસ ન નમ્યો.

ઠેરોઠેર ભેજીયાં પ્રાણું
કાઠી ગળે ઝલાણુ કોય,
જસદણ અને જેતપર જબરી
ડરિયા મૂળુ ચેલો દોય. ૧૯

[ વજેસંગે ઠેર ઠેર થાણું મોકલ્યાં. કાઠીઓની ગરદન પકડી. જેતપુર ને જસદણ પર પણ જપ્તી આવી. એટલે મુળુ વાળો ને ચેલો ખાચર બન્ને ડરી ગયા.

મુળુ ચેલો બેય મળીને
અરજ કરી અંગરેજ આગાં,
વજો લે આવ્યો સેન વલાતી
જાતી કણુ વધ રહે જગ્યા ! ૨૦

[ મુળુ ને ચેલો બંન્નેએ મળીને અંગ્રેજ પાસે અરજ કરી કે આ વજેસંગ ઠાકોરે વિલાયતી સેના—એટલે કે આરબોની સેના ઉતારી. તો હવે અમારો ગરાશ શી રીતે રહેશે ? )

અંગરેજે દીધો એમ ઉતર
સૂતર ચાલો છોડ સ્વભાવ,

આશા કરો જો ગરાસ ઉગરે
જોગીદાસ લે આવો જાવ. ૨૧

[અંગ્રેજે આવો ઉત્તર દીધો કે તમે તમારો લુંટારૂ સ્વભાવ છોડીને સીધા ચાલો, ને જો ગરાસ ઉગારવાની આશા રાખતા હો તો જાઓ, જોગીદાસને લઇ આવો!]

જોગા કને ગીઆ કર જોડી
ચેલો મૂળુ એમ ચવે,
ચરણે નમો વજાને ચાલો
(નીકર) હાલો પાવર દેશ હવે !૨૨

[ચેલો ને મૂળુ જોગીદાસ પાસે જઇ, હાથ જોડીને કહે છે કે કાં તો તમે વજેસંગજીને ચરણે નમો, નીકર ચાલો પાછા આપણા પૂર્વજોના વતન પાવર દેશમાં. કેમકે આંહી આપણને રહેવા નહિ આપે.]

જોગીદાસે મનમાં જાણ્યું
તાણ્યું વેર ન આવે તાલ,
આંચ્યો શરણે વજો ઉગારે
મારે તોય ધણી વજમાલ. ૨૩

[જોગીદાસે મનમાં વિચાર્યું કે હવે વધુ વેર તાણવામાં ફાયદો નથી. વજેસંગજીને શરણે જ જઇએ. એ ઉગારશે ને કદાચ મારશે તો પણ એ માલિક છે.]

ખાળા ચાળા મેલ્ય ખુમાણે
વાળાનો લીધો વિશવાસ,
કૂડે દગો કાઠીએ કીધો
દોરી દીધો જોગીદાસ. ૨૪

[ખુમાણોએ તોફાન મૂકીને વાળા (મૂળુ)નો વિશ્વાસ કર્યો. કાઠીએ (મૂળુએ ને ચેલાએ) જૂઠું બોલીને દગો દીધો. જોગીદાસને દોરી જઈ રાજાના હાથમાં સોંપી દીધો.]

જોગો ભાણુ કહે કર જોડી
કરડી દેખી પરજ કજા!

ગજરી વાર કરી ગોવીંદે
વાર અમારી કયે વજા ! ૨૫

[ભાણુ જોગીદાસે હાથ જોડીને કહ્યું કે હે વજેસંગજી! અમારી પરજની (જ્ઞાતિની) કુટિલતા અમે જોઈ લીધી. હવે તો ગજની વ્હાર જેમ ગોવીંદે કરી હતી, તેમ તું અમારી વાર કર.]

મોટા થકી કદિ નહ મરીએ
અવગણુ મર કરીએ અતપાત,
માવતર કેમ છોરવાં મારે
છોરૂ થાય કછોરૂ છાત્ર ! ૨૬

[ હે મહારાજા ! ભલે અમે ઘણા અવગુણો કર્યા છે, છતાં મોટા દિલના પુરૂષને હાથે અમને મરવાની બ્હીક નથી. છોરૂ કછોરૂ થાય પણ માવતર છોરૂને કેમ મારે ? ]

અવગણુ તજી લીયા ગણુ અધપત
મહેપત બાધા એમ મણે,
જોગીદાસ વલ્યાતે જાતો
તે દિ રાખ્યો વખત તણે. ૨૭

[ અધિપતિએ–રાજાએ અવગુણ તજીને ગુણ લીધો. અને આજે બધા રાજાઓ એમ કહે છે કે જોગીદાસને તે દિવસે અંગ્રેજના હાથમાં ચડીને વિલાયત જતો બચાવનાર તો વખતસિંહજીના પુત્ર વજેસંગ જ હતા. ]

પીડ ખુમાણું તણી પિછાણી
ધણીઅત જાણી. વડા. ધણી
મારૂ રાવ ! વજા મહારાજા !
તું માજા હિન્દવાણુ તણી. ૨૨

[ તેં ખુમાણોની પીડા પિછાની; અને હે સમર્થ :માલિક ! :તેં તારો સ્વામી–ધર્મ સમજી લીધો. હે મારૂ (મારવાડથી: આવેલા) રાવ ! હે વજેસંગ મહારાજ ! તું હિન્દુઓની શોભા રૂપ છે. ]

૨૦

# ઈતિહાસમાં સ્થાન

[સૌરાષ્ટ્ર વિષેનાં ઐતિહાસિક પુસ્તકો પૈકી ફક્ત આ બેમાં આટલો જ ઉલ્લેખ છે. અને તેટલાની પણ પ્રામાણિકતા અચોક્કસ છે. કેમકે એણે ભાવનગર રાજ્યના જ એક અહેવાલનો આધાર લીધો છે.]

## કૅપ્ટન બેલનું કથન

['History of kathiawar' નામના પૂસ્તકમાંથી]

પાનું ૧૬૮: "હવે વખતસિંહજીનું ધ્યાન કુંડલાના મામલા તરફ ખેંચાયું. એ મહાલ આલા ખુમાણ નામના કાઠીના હાથમાં હતો. આલાને છ દીકરા હતા: ભોજ, મુળુ, હાદો, લૂણો, સૂરો, ને વીરો: ઈ. સ. ૧૭૮૪માં આલો ખુમાણ મરી ગયો ત્યારે ગરાસની વ્હેંચણીમાં છ યે ભાઇઓને ટંટો થયો. એમાંના ભોજ ખુમાણને એમ લાગ્યું કે ખાસ કરીને વ્હેંચણમાં એને જ નુકશાની ગઈ. તેથી તેણે ; વખતસંગજીની પાસે જઇને અમૂક હક્કો રાખીને પોતાના ભાગનો બધો ગરાસ સોંપી દીધો. સોંપીને એ કુંડલે પાછો આવ્યો ત્યારે આવું આચરણ કર્યાને કારણે પોતાના બધા ભાઇઓ પોતાને મારી નાખવા તૈયાર દીઠા. ભોજ ખુમાણે મદદ માટે ભાવનગરની પાસે માગણી કરી. અને વખતસિંહજીએ કુંડલા શહેરનો કબજો લેવા અને ભોજ ખુમાણના હિતને રક્ષવા સારૂ ફોજ મોકલી. પણ બાકીના પાંચ ભાઈઓ સામા થયા, ને ફોજને પાછી હાંકી મૂકી. આ સ્થિતિમાં બે ભાઈઓ જુનાગઢ ગયા, અને ભોજ ખુમાણે જે લાલચો વખતસિંહજી ગોહિલને આપેલી તેજ લાલચો નવાબ હામદખાનને આપી, પોતાના ભાઇ મૂળુ ખુમાણ સામે સહાય માગી. નવાબે પણ કુંડલા ફોજ મોકલી, અને એને પણ મૂળુ ખુમાણે હાંકી મૂકી.

હવે જુનાગઢ તો અમરજીના મૃત્યુ પછી અંધાધુંધીમાં પડયું હતું. તેથી નવાબને ફરી વાર હલ્લો કરવાના સંજોગો નહોતા, તેથી ઇ. સ. ૧૭૯૦માં વખતસિંહજીને લાગ્યું કે કુંડલા માથે મોટી ફોજ લઇ જઇ, ત્યાં પોતાની આણ સ્થાપવાની તક છે. ભોજ સિવાયના બીજા તમામ

ભાઇઓએ એનો સામનો કરવાનું નક્કી કર્યું અને બે દિવસની ઉગ્ર લડાઈ પછી કાઠીઓએ રાતને વખતે સામો હલ્લો કર્યો. પરંતુ વખતસિંહજીને આ વાતની જાણ થઈ ગઈ હતી, તેથી તેણે કાઠીઓને પાછા હાંકયા. ને બીજી બાજુ તેઓને પાછા કુંડલે પહોંચતા અટકાવવા માટે એક સૈન્ય મોકલ્યું. આ યુદ્ધકૌશલના પરિણામે કાઠીઓ નોખનોખી દિશામાં નાસી છૂટયા. અને વખતસિંહજી કુંડલામાં દાખલ થયા.

થોડા દિવસમાં જ કાઠીઓ મીતીઆળે ભેળા થયા. ત્યાં જુનાગઢની નાની ફોજ પણ તેઓની મદદે પહોંચી. પરંતુ કુંડલા હાથ કરવા માટે આ એકત્રિત સેના પણ પૂરતી નહોતી. અને બીજી બાજુ વખતસિંહજીએ કાઠીઓની આનાકાની પારખીને પોતે જ સામાં પગલાં ભર્યાં. મીતીઆળા પર કૂચ કરી, અને ત્યાં પણ કુંડલાની માફક જ ફતેહ મેળવી. કુંડલા અને લીલીઆ બન્ને કબ્જે કર્યા.

* * *

પાનું ૧૯૯ : ઈ. સ. ૧૮૧૬માં વખતસિંહજીનું મૃત્યુ થતાં કાઠીઓએ પોતાનો મોટો કાળ ગયો માન્યો. અને ૧૮૨૦માં કુંડલાના ખુમાણ કાઠીઓએ હાદા ખુમાણની સરદારી નીચે બાબરીઆધાર અને બારબટાણા ગામ બાળ્યાં, અને મીતીઆળા તથા નેસડી લુંટાયાં. આ સાંભળીને કુંડલા મુકામના ભાવનગરી ફોજના સરદારે અમરેલી તથા લાઠીની ફોજની મદદથી કાઠી પર ચડાઈ કરી. પરંતુ કાઠીઓ છટકીને ગીરનાં આશ્રયસ્થાનોમાં ચાલ્યા ગયા. એમાંથી હાદા ખુમાણનો દીકરો ગેલો ખુમાણ પાછળ રહી ગયો, એણે આંબા ગામમાં આશ્રય લીધો, અને ત્યાં લાઠીની ફોજ સાથે યુદ્ધ થતાં એ ગોળીથી ઠાર થયો.

પાનું ૧૯૯ : દીકરા ગેલાના મોતની વાત સાંભળી હાદા ખુમાણે કુંડલા તાબાના વંડા ગામ પર હુમલાની ગોઠવણ કરી. ૧૮૨૧મા વંડા ભાંગ્યું, પણ લુંટનો માલ લઇને ગીર તરફ નાસતાં ડેડાણ પાસે તેઓને કુંડલાવાળી કાળા ભાટીની ફોજ આંબી ગઈ. કાઠીઓ હાર્યા, લુંટનો માલ મૂકીને નાસ્યા. નાસતાં નાસતાં જોગીદાસ ખુમાણનો દીકરો માણસુર ખુમાણ ગોળી ખાઇને પડયો, અને એનો ભાઈ લાખો ઘવાયો. આવી જાતના પરાજયો અને નુકશાનોથી રોષે ભરાયેલા બહારવટીયા ફરી પાછા વધુને વધુ હઠીલાઈથી તેમજ ઝનૂનથી આવીને કુંડલા પ્રદેશમાં લુંટફાટ કરવા લાગ્યા. એથી દેશમાં એટલી બધી તો મુસીબતો વધી કે ઈ. સ. ૧૮૨૨માં કેપ્ટન બાર્નવેલ નામનો પોલીટીકલ એજન્ટ એક સૈન્ય લઈને અમરેલી ગયો, અને વજેસંગજી ગોહિલને તથા બીજા તમામ પાડોસી

રાજાઓને મળવા તેડાવ્યા. બહારવટીઆનો નાશ કરવા માટે તેઓનો સહકાર માગ્યો, અને સુલેહ જાળવવામાં તથા ગુન્હેગારોને સજા કરવામાં તેઓને પોતે બનતી સહાય આપવા વચન દીધું.

આ પરથી વજેસંગજી ઠાકોર આ આક્રમણકારીઓને ઘેરી લેવાની પેરવી કરવા માટે કુંડલા ગયા, ત્યાં એને માલુમ પડ્યુ કે ખુમાણોને તો જેતપુર ચીતળના વાળા કાઠીઓ ચડાવે છે અને મદદ કરે છે. એણે આ વાત કૅ. બાર્નવેલને લખી. એણે વાળા સરદારોને બોલાવ્યા તેઓએ આ વાતનો ઇન્કાર કર્યો. છતાં તેઓના જમીન લેવાયા.

આટલું થયું ત્યાં તો ખુમાણોએ ભાવનગરનું જૂનવદર ગામ ભાંગ્યું, અને ઘણાં ઢોર ઉપાડી ગયા. તેઓનો પીછો લેવાયો. જેતપુર કાઠીનાં ઘૂઘરાળા અને વાલરડી ગામોમાં તેઓ સંતાયા હોવાનું માલુમ પડયું. વજેસંગજીને ખબર પહોંચ્યા, અને એણે કુંડલાથી મોટી ફોજ મોકલી. રાતોરાત ૩૬ માઇલ ચાલીને ફોજ પ્રભાતે ઓચીંતી વાલરડી આવી, અને જોગીદાસના બે દીકરા હરસુર તથા ગોલણને તેમ જ દીકરી કમરી બાઇને કબ્જે કર્યાં.

પછી તુરત ફોજ ઘૂઘરાળે ગઈ પણ મોડું થઈ ગયું હતું. હાદા ખુમાણ સિવાયના બીજા તમામ ભાગી ગયા. હાદા ખુમાણે તાબે થવ ના પાડી. એથી એને મારી નાખી એનું માથું વજેસંગજીને મોકલી દેવામાં આવ્યું.

એણે કૅ. બાર્નવેલને ખબર આપ્યા. જેતપુર કાઠીઓની આ બહારવટાંમાં સામેલગીરી હોવાની સાબીતીઓનો હવે કાંઈ અભાવ નહોતો. તેઓને તેડાવીને કૅ. બાર્નવેલે કેદમાં નાખ્યા. પછી એવી શરતે છોડયા કે તેઓએ બાકી રહેલા ખુમાણ બહારવટીયાઓને પકડીને વજેસંગજીને સોંપવા.

* * *

તેઓએ બહારવટીયાનો પીછો લઇ જોગીદાસ તથા તેના છ સગાએ કે જેઓ એ બહારવટામાં સરદારો ( ring leaders ) હતા તેઓને પકડયા. કૅ. બાર્નવેલે સૌ બધાને કેદમાં નાખ્યા.

એમાંથી બે જણા કેદમાંજ મરી ગયા. બાકીના બધાને, જસદણના ચેલો ખાચર, ભડલી ભાણ ખાચર, બગસરા હરસુરવાળો, ડેડાણનો દંતો કોટિલો વગેરે કાઠી રાજાઓ કે જેને બાર્નવેલે જેતપુરના હામી તરીકે અટકાવેલા તે સહુના હાથમાં સોંપવામાં આવ્યા. તેઓ આ બહારવટીયાઓને

૧૮૨૪માં ભાવનગર લઈ ગયા. વજેસંગજી સાથે વિષ્ટિ ચાલી. પણ કાંઇ સમાધાની થવાથી આ હામીએ ખુમાણોને લઈ પાછા પોતપોતાને ગામ ચાલ્યા ગયા.

૨૦૧ : વજેસંગજીના મનની આવી ડામાડોળને પરિણામે ફરીવાર વર્ષને અંતે ખુમાણો બહારવટે નીકળ્યા, અને ભાવનગરનું ગામ જેસર ભાંગ્યું. મહુવા ને કુંડલાની સરબંધી આ ખુનીઓની પાછળ છેક મીતીઆળા સુધી પહોંચી, ને ત્યાં ચાંપો ખુમાણ કામ આવ્યો. બાકીના બધા ગિરમાં નાસી ગયા અને ભાવગરની ફોજને પાછા વળવું પડયું.

* * *

૨૦૫ : જોગીદાસ ખુમાણે હવે ભાવનગર શહેરનેજ લુંટવાનો નિરધાર કર્યો. પાલીતાણા જઇને એણે જુનાગઢ તથા ભાવનગર રાજના બહારવટીયાઓની ફોજ તૈયાર કરી. તેમાં હાલરીયાના ઓઘડ માત્રો પણ હતા. પાલીતાણા દરબાર કાંધાજીએ પણ માણસો તેમજ સાધનોની મોટી મદદ કરી. પૂરતી ફોજ લઇને જોગીદાસે નાગધણીંબા ગામ પર પડી ગામ બાળ્યું. પણ પછી ભાવનગર લુંટવાનો ઇરાદો છોડી દઇને પાછો વળ્યો ને માર્ગે આવ્યાં તે બધાં ગામને લુંટતો તથા મોલાતનો નાશ કરતો ગયો.

વજેસંગજીએ કાઠીઓનો રસ્તો રૂંધવા એક ફોજ પાલીતાણે મોકલી, પોતે ચારસો માણસોની ફોજ લઇ લુંટારાઓની પાછળ ચડયા, અને શેત્રુંજી કાંઠે ટીમાણીઆ ગામ પાસે આંબ્યા. આંહી એક સામસામુ યુદ્ધ મંડાયું જેમાં કાઠીઓ હાર્યા, પણ પોતાંની નિત્યની યુક્તિ મુજબ તેઓ વિખરાઇને ગીરમાં, બીજી લુંટની તૈયારી કરવા ચાલ્યા ગયા.

ગીરમાં જોગીદાસ આળસુ બનીને ન પડયો રહ્યો. થોડા જ મહિના પછી એ ફોજ લઈને નીકળ્યો અને હળીઆદ ઉપર ચડયો. ફરી પાછી શિહોરથી ફોજ મોકલવામાં આવી પણ એ જોગીદાસને ન પકડી શકી. સમઢીયાળા પાસે તો ભાવનગરની ફોજ આંબી ગઈ, છતાં લુંટનો માલ રોકવા જેટલી પણ એ ફોજ ફાવી નહિ.

૧૮૨૭ : ખુમાણોએ ફરીવાર ભાવનગરના પ્રદેશ પર હુમલા કર્યા. દિહોર લૂંટયું. ત્યાં રહેતા થાણાને હરાવ્યું. પણ તે પછી ટાણાથી મોકલાએલી ફોજને હાથે તેઓએ હાર ખાધી. ટાણાની ફોજે તેઓને પાલીતાણા સુધી તગડયા.

ઉપરાઉપરી થતા આવા હુમલાઓએ વજેસંગજીને બહુ થકવી દીધા. સાચા જીગરથી એને સુલેહ કરવાની ઈચ્છા થઈ. એટલે એણે કાઠીઓ પાસે કહેણુ મોકલાવ્યું કે "જો તમે ભાવનગર આવો તો ફરીવાર સુલેહની વાટાઘાટ કરવા હું તૈયાર છું."

કાઠીઓ કબૂલ થયા. એક વરસ સુધી વાટાઘાટ ચાલ્યા પછી ૧૮૨૯માં કરારો નક્કી થયા. તેમાં કાઠીઓએ નેસડી, જીરા, વીજપડી, લામોદરા, મીતીઆળાનો અમૂક હિસ્સો, પોતે રાજ્યને નુકશાન કરેલું તેમાં બદલા તરીકે રાજ્યને આપવાનું કબૂલ કર્યું. આ કરારો મુંબાઈ સરકારને પોલી. એજન્ટ મી. બ્લેને મોકલ્યા. અને તે મંજૂર થયા.

## કીનકેઇડનું કથન

"Outlaws of Kathiawar"

પ્રકરણ ૨ : પાનું ૧૫

"કાઠીઆવાડના બહારવટીયાના મેં ત્રણ વિભાગ પાડયા છે : એક ગીરાસીઆ બહારવટીયા, બીજા વાઘેરો, ને ત્રીજા મીયાણા : પહેલાં વિભાગમાં ઘણાં જાણીતાં નામો ગણાય છે, કે જેમાં એક નાજાવાળો (એ નાજાવાળાને એક દુહામાં, વરસાદની ગર્જના સાંભળી પોતાનો કોઈ હરીફ ગર્જતો માની માથાં પછાડી મરનાર સાદુળા સિંહની સાથે સરખાવવામાં આવ્યો છે અને બીજો આંબરડીનો જોગો ખુમાણ પણ બોલાય છે. આ જોગો ખુમાણ, ખરી રીતે તો બહારવટીયો નહિ પણ બળવાખોર કાઠીઓની ટોળીનો સરદાર હતો. પરંતુ જોગો ખુમાણ તો મને મારા સંશોધનની અંદર મળેલા એક ઉત્કૃષ્ટ દુહા માયલો વીર હતો:

ધ્રુવ ચળે મેરૂ ડગે, *મહીપત મલે માન
જોગો ડીં જાતી કરે, ક્ષત્રીવટ ખુમાણ

**The Stars may fall from heaven's dome,**
*** The pride of thrones depart :**
**Yet valour still will make her home**
**In Joga Khuman's heart.**

*'મહદધ મેલે માન જોઇએ' મહદધ : સમુદ્ર

# જોધો માણેક: મૂળુ માણેક

૧. ભાગતા દુશ્મનોને એણે માર્યા નથી.

૨. પે મ ભજો ! બાપ ન ભાગો ! માનું દૂધ ન લજાવો ! એવા શબ્દે એણે શત્રુઓને પડકારી ઉલટું શૌર્ય ચડાવ્યું છે.

૩. બહારવટાનાં અન્ય ઉંચાં બિરદો એણે બરાબર પાળ્યાં છે.

૪. ઇતિહાસકાર રા. સા. ભગવાનલાલ સંપતરામ એજન્સીના અધિકારી હોવા છતાં પણ લખી ગયા છે કે:

"બેશક તેઓ થોડા છતાં મોટી મોટી ફોજ સામા આવી બથ ભીડતા, ને શાબાસી પડકારાથી સારા સારા લડવૈયાનાં હાજાં નરમ કરી નાખતા. કારણ કે તેઓ મરણીયા થયા હતા. મરવુ મારવું એજ તેઓએ નિશ્ચય કર્યો હતો. આમાંથ જીવતા રહી ઘેર બેસીશું એવી તેમને આશા જ નહોતી.

"તેઓ ઉપર ગાયકવાડે જુલમ કર્યો હતો અને તેજ કારણથી તેઓને પોતાનાં ઘરબાર ને બાપુકા વતન મૂકી ભાગવું પડેલું. તેઓના સારા સારા લોકે કપાઇ ગયા હતા. ભૂખ તરસ ને ટાઢ તડકા વેઠી તેઓનાં મગજ ફરી ગયાં હતાં. અને તાલુકદારી તેમજ સરકારી ફોજ તેઓને એક જગે નરાંતે બેસવા દેતી નહોતી. તેથી વેર લેવું ને મરવું એ વિચારે તેઓના મગજમાં મજબૂત ઘર કર્યું હતુ.

"વાઘેરો વિષે દેશના લોકોને પણ ઘણું તપતું હતું. તેઓ જાણતા હતા કે બિચારા ઉપર ગાયકવાડે જુલમ કર્યો છે.

• • •

"હવે મૂળુ એકલો રહ્યો ને ઠૂંઆ વખતથી નિરાશ થઇ ગયો. ઘણી ભૂખ તરસ, થાક ઉજાગરા, ફોજ મુવાનો અફસોસ, ભાઇ જેવા ભાઇનું મોત, તે પણ વિયોગમાં થયું. તેથી શું તેના મનને થોડું લાગતું હશે? કહે છે કે કેટલીક વાર તો મૂળુ લાંઘણો ખેંચતો. ને કેટલીક વાર તેને સાત સાત દહાડા સુધી અનાજ નહિ મળેલું.

"દ્વારકાની લડાઇ વખતે જે દોઢ હજાર માણસનું ઉપરીપણું ભોગવતો તે હવે ફક્ત અંગત પાંચ સાત માણસથી રહ્યો. એટલું સારૂં થયું કે તેની આ દુઃખદાયક જીંદગીનો થોડા વખતમાં અંત આવી ગયો. બેશક તે હરામખોરનો ધંધો લઇ ફરતો, એટલે સામાન્ય રીતે જોતાં આપણે આવાં મૃત્યુથી ખુશી માનવી જોઈએ. તો પણ તેને એમ કરવા ગાયકવાડ સરકારે જુલમથી ફરજ પાડેલી.

"જમાનાની રીત સમજવા તેનામાં પહોંચ નહિ, એટલે તે કેટલીક બદસલાહને વશ થયેલો. તો પણ તેના મહાન વિચાર, તેનું શુરવીરપણું, તેની ઉદારતા, અને તેના આવા પ્રકારના મરણથી, તેના કુટુંબ પર ગુજરેલી અપદશા દેખી કઠણ દિલના માણસને પણ દયા આવ્યા વિના રહેજ નહિ. × × મૂળુનાં કામાં એવાં ન્હોતાં કે તેને આપણે હલકી પંક્તિના બહારવટીયાની જોડે સરખાવીએ.

• • •

"મને બીજા કોઇ ઢેડ અને પીડાકારક વાઘેર મૂવા તેનું કાંઇ તપતું નથી, પણ એક ઉચ્ચ ખાનદાન આખી ટોળી માટે જ તપે છે. અરે! તે સર્વનો ઘાણ નીકળી ગયો.

"તેઓ સાવ અણસમજુ નહોતા. પણ તેઓને સોબતે ભૂલાવ્યા. હલકા વાઘેરોએ તેમના માથાં ફેરવી નાખ્યાં. અને વળી તેમાં ગાયકવાડી જુલમે વધારે અસર કરી.

"સિપાહી તો ખરાજ. મરવાં મારવાં તે તો હિસાબમાં નહિ, વાણીયાં ન હતા કે ભાઇ બાપા કહી કીધેલાં અપમાન સહન કરે.

"વેર લેવાના જોશમાં દુર અંદેશી બુદ્ધિ શું થશે તે સુઝ્યું જ નહિ. જોધાના વિચાર તો આખર ઘડી સુધી સારા હતા. પણ બીજાઓએ તેને પરાણે ફસાવ્યો.

[ રા. સા. ભગવાનલાલ સંપતરામ
કૃત "સોરઠ દેશનો ઈતિહાસ" ]



૧

આંબલી બોરડીની ઠાંસોઠાંસ અટવી : જુંભલા થોરની ગીચ અંધારી ઝાડી : ધોળે દિવસે પણ ગભરાવી નાખે એવું એ ત્રીસ ગાઉનું જંગલ* : એના કારમા પંથ કાપીને જાત્રાળુ ગોમતીજીને કાંઠે પહોંચે. ત્યાં આસમાની દરિયાની છોળો ઉછળીને રણછોડરાયના પગ પખાળે છે. જે રણછોડ! જે રણછોડ! લલકારતો જાત્રાળુ ઓખામંડળની ઝાડી વીંધે છે. રૂપાળા દરિયા ને કારમા વગડાની વચ્ચે એને કાબા લૂંટી ખાય છે. જાત્રાળુ પોતાને દેશ જઈને ગીતો ગાય છે કે

> અસી કોસકી ઝાડી લગત હે!
> કાબા કઠિન કઠોર, દ્વારકામેં રાજ કરે રણુછોડ!
> ડંડા કુંદા છીન લેત હે!
> તુંબા ડારત ફોડ, દ્વારકામેં રાજ કરે રણુછોડ!

જળમાં કોઈ વ્હાણ ન હેમખેમ જાય, ને થળમાં ન જાત્રાળુ વણલૂંટયો જાય. એનું નામ જ ઓખો! એવા ઓખામંડળમાં એક દિવસ કેવી બીના બની રહી હતી!

---

* ઓખામંડળની ઝાડી એટલી ગીચ હતી કે પૂર્વે ત્યાં ચોત્રીસ ઈંચ વરસાદ પડતો. આજે ઝાડી છેક જ કપાઈ ગઈ છે.



સોળ વરસની એક કુંવારકા : તળાવની પાળેથી પાણી ભરીને ચાલી આવે છે : માથા ઉપર છલોછલ ભરેલી હેલ્ય : અને બન્ને હાથમાં ત્રણ ત્રણ વરસની દૂધમલી બે ખડેલી પાડીઓ : જોરાવર ખડેલીઓ રણકતી રણકતી મોટા ઠેકડા મારતી આવે છે. પણ પનીઆરીના માથાપરનું બેડું જરીકે ડગમગતું કે છલકાતું નથી. એને મન તો આ ખડેલીઓ જાણે હાથમાં ઉંદરડી રમતી આવતી હોય એવી લાગે છે. એની મુખમુદ્રામાં કે કાયામાં કયાંય થડકારો નથી.

નિરખીને અજાણ્યો અસવાર તો આઘેરો ઉભો જ થઇ રહ્યો. આ બીનલાવરણી પનીઆરીનાં કાંડાંનું કૌવત નિરખીને એ રાજપૂત જુવાનનો શ્વાસ હેઠો બેસી ગયો. પડખે ચાલતા આદમી પાસેથી પોતે જાણી લીધું કે આ ગામનું નામ હમોસર : માછીમારની દીકરી : બાપનું નામ મલણ કાળો : હજી બાળકુંવારડી જ છે.*

"ઓહોહો ! આના પેટમાં પાકે એ કેવા થાય ! મનધાર્યા મલક જીતી આપે !"

*કર્નલ વૉટસન પોતાના 'કાઠીઆવાડ સંગ્રહ'માં લખે છે તે પ્રમાણે તો આ કન્યા મલણકાળાની પોતાની નહિ પણ દત્તક દીકરી હતી. એટલે કે ઓખામંડળની અંદર હેરોળો નામની જે રાજપૂત જાતિની ચાવડા રાજપૂતોએ કતલ કરી નાખી, તે હેરોળોના સરદારની આ પુત્રીને મલણે શરણે લીધી હતી. (જુઓ કા. સ. પાનું ૩૧૦)

એવા વિચાર કરતો ઘોડેસ્વાર ઘોડો ફેરવ્યા વગર, પાછો વળીને પોતાની ફુઇના આરંભડા ગામને ગઢે આવ્યો. આવીને રઢય લીધી : "ફુઇ, પરણું તો એક એને જ."

રાઠોડ રાજાની રાણી તો રજપૂતાણી હતી. કચ્છના ધણી રાવ જીયાજીની દીકરી હતી. એનાથી આ શે સંખાય? કુળનાં અભિમાન કરતી એ બોલી :

"અરે બાપ! ઇ તો કાબા : ગોપીયુંનાં વસ્તર લૂંટનારા ;"
"પણ ફુઇ! અરજણ જેવા અજોડ બાણાવળીનું ગાંડિવ આંચકી ગોપી તળાવની પાળે એની ભુજાયુંનો ગરવ ગાળનારા એ કાબા!"

"પણ વીરા! એના તો માછલાં મારવાના ધંધા : કાળાં વહરાં એનાં રૂપ : અને તું તો કચ્છ ભુજનો ફટાયો : જદુવંશીનું ખોરડું : આપણને ઇ ખપે?"

"ખપે તો ઇ એક જ ખપે ફુઇ! જગતમાં બાકીની બધી નાની એટલી બોન્યું, ને મોટી એટલી માતાજીયું!"

આરંભડાના રાઠોડોને ઘેર રીસામણે આવેલા ભુજના કુંવર હમીરજીએ હમૂસરની સરોવર-પાળે દીઠેલી કાળુડી માછીમાર કન્યા ઉપર પોતાનો વંશ અને ગરાસ ઓળઘોળ કરી દીધો. ઓખામંડળના કાબાઓની સાથે એણે લોહીનો સંબંધ જોડયો. અને ઓખામંડળ ઉપર પોતાની આણ પાથરવા માંડી. બોડખેત્રી ગામનાં તોરણ બાંધ્યાં. 'વાઘેર' એની જાત કહેવાણી.

કાબાની એ કુંવરીને ખોળે જે દિવસ જદુવંશીના લોહીનો દૂધમલ દીકરો જન્મીને રમવા લાગ્યો, તે દિવસ ગામ પરગામનું લોક થોકેથોક વધામણીએ હલકયું. વાઘેર બેટડાનાં રૂપ નિહાળી નિહાળીને માણસોનાં મ્હોંમાંથી નીકળી ગયું કે

"ઓહોહો બા! હી તો માણેક મોતી જેડો! લાલમલાલ માણેક!"

તે દિવસથી 'માણેક' નામની અટક પડી. વાઘેરની તમામ કળીઓમાં 'માણેક' શાખાની કળી ઉંચી લેખાણી.

ઓખામંડળ એટલે તો ઠાંસોઠાંસ કાંટાળા વગડાં અને ઉંડા વખંભર ખડા. વળી કાબાકુળનો તો અવતાર જ લૂંટ કરવા સારુ હતો. માછલાં મારે, મછવા લઇને દરિયામાં વ્હાણ લૂંટે, અને હડી કાઢીને ધરતીમાં જાત્રાળુઓ લૂંટે. પણ કાબા ભેળા રજપૂત ભળ્યા, તે દિવસથી માણેક રાજાઓએ તીર્થધામનું રક્ષણ આદર્યું અને જાત્રાવેરો ઠરાવી જાત્રાળુઓનું જતન કરવા માંડ્યું.

૨

માણેક કળીમાં માંહે માંહે કોઇ અમૂલખ પુરૂષો પાક્યા. એણે વાઘેરોની જાતમાં ખાનદાનીના રંગ ચડાવ્યા. સમૈયો માણેક ઓખામાં આજ પણ ઘરોઘર સાંભરે છે. કેવી કેવી એની વાતો થાય છે:

સોરઠ ધરામાંથી એક દિવસ સવારે દ્વારકાના દરબારગઢમાં એક ગાડું આવીને છૂટયું છે. અંદરથી બે ધણીધણીઆણી ઉતર્યાં. સ્ત્રીના હૈયા ઉપર કેશુડા સરીખો બેટડો રમી રહ્યો છે.

ડેલીએ ગાડું છૂટેલ ભાળીને દરબાર સમૈયાજીએ સાદ કર્યો "કેર માડુ આય ?"

"સમૈયા માણેક! હકડી ઓરત અચી આય. હી બાઇ તો હીં ચુવેતી કે મુજે તો સો નારીએર સમૈયા માણેકજે કપારમેં ઝોરણાં!" [એક ઓરત આવી છે, ને એ તો એમ કહેછે કે મારે તો સમૈયા માણેકના કપાળમાં એકસો નાળીએર ફોડવાં છે.]

પરદેશણ બાઇએ કહેવરાવ્યું : "બાપા! ભૂલ ભૂલમાં મારાથી જીભ કચરાઇ ગઇ છે. દીકરો નો'તો થાતો, તે માનતા કરી કે જો શામળોજી દીકરો દેશે તો દ્વારકાના દેવરાજા સમૈયાને કપાળે હું એક સો શ્રીફળ વધેરીશ. મેં તો જાણ્યું'તું કે સમૈયો માણેક દેવ થઇ ગયા હશે અને એનો પાળીઓ પૂજાતો હશે!"

"નાર સમૈયા! તોજી માનતા! ફોડ હણેં મથ્થો! દેવજા ડીકરા!"

એમ કહી કહી દાયરે દરબારની ઠેકડી આદરી,

સમૈયાએ દાતણની ચીરો નીચે નાખી, મોઢું ધોઇ, દ્વારકાધીશની સામે હાથ જોડયા. ને પછી બાઇને કહેવરાવ્યું: "હલી અચ! મંઝી ધી! હલી અચ! તોજી માનતા પૂરી કર. હી મથ્થો ખુલ્લો જ રખી ડીઆંસી! [હાલી આવ. મારી દીકરી! હાલી આવ. ને તારી માનતા પૂરી કર. આ માથું મેં ખુલ્લું જ રાખી દીધું છે."]

એક સો શ્રીફળનો હંબાડ કરીને બાઇ ઉભી રહી. દીકરાને સમૈયાના પગમાં રમતો મૂકયો. પહેલું શ્રીફળ ઉપાડયું. માણસ જેવા માણસના કૂણા માથાને પત્થર માનીને શ્રીફળ પછાડવા જાતાં એનો હાથ આંચકો લઇ ગયો. ત્યાં તો સમૈયાએ બાઇને ફરી પડકારી:

"અરે મઝી ધી! અરે બેટડી! હી મથ્થો પત્થર જેડો તો આય! હીન મથ્થેજી દયા મ રખ. ઝોર બરાબર."

બાઇએ શ્રીફળ પછાડયું. માથાને અડયા પહેલાં અદ્ધરથી જ ફટાકો બોલ્યો. શ્રીફળનાં બે કાચલાં જમીન ઉપર જઇ પડયાં.

એક સો શ્રીફળ એ જ રીતે અદ્ધરથી જ ફુટવાં. માનતાવાળી બાઇ "બાપા! બાપા!" કરતી સમૈયાના ચરણોમાં ઢળી પડી.

"બાઇ! મઝી મા! આંઉ કેંવ નાઇઆં. હી તો તોજે ધરમસેં થીયો આય. [બાઇ! મારી મા! હું કાંઇ દેવ નથી. આ તો તારા પોતાના જ ધર્મથી થયું છે.]

એટલું બોલીને સમૈયાએ પોતાની દીકરી માનેલી એ બાઇને પહેરામણી દીધી. બાઇ ગાડું જોડી ચાલી ગઇ.

+

સમૈયાનો કુંવર મુળુ માણેક કુકેલમાં ગરકાવ છે. એ માતેલા રાજકુંવરે વસ્તીની મરજાદ લોપવા માંડી છે. લોકોએ નગર-

શેઠ ઇંદરજી ભાઇની પાસે રાવ પહોંચાડી. બુઢ્ઢો ઇંદરજી ડગુ મગુ પગલે કચેરીમાં ગયો. શેઠને ભાળતાં જ સમૈયાએ દોટ દીધી :

"ઓહો કાકા ! આંજે અચણો ખપ્યો ? [ આપને આવવું પડયું ? ]"

"હા સમૈયા ! બીયો ઇલાજ ન વો. [બીજો ઇલાજ નહોતો.] "

"કાકા ! ચ્યો, ફરમાવો. "

"સમૈયા ! હાથી હરાડો થીયો ! "

"કાકા, આંઉ બંધીનાસી. " [ હું બાંધી લઉં છું. ]

હાથી હરાયો થયો છે, તો એને હું બાંધી લઇશ: એટલી જ સમસ્યા થઇ. ઇંદરજી શેઠ દુકાન પર ગયા. ને દરબાર ન્હાઇને મંદિરમાં પહોંચ્યા. પાંચ માળા ફેરવી. પછી બે હાથ જોડીને બોલ્યા :

"હે ધજાવારા ! તુંમેં જો સાચ વે, તે મુંજો પૂતર ત્રે ડિમેં મરે, નકાં આંઉ મરાં ! " [ હે ધજાવાળા ! તારામાં સાચ હોય, તો મારો પુત્ર ત્રણ દિવસમાં મરે, નહિતર હું મરૂં ! ]

ત્રીજે જ દિવસે એ જુવાન દીકરા મુળુને જમનાં તેડાં આવેલાં.

## ૩

આવા પૂર્વજોના છેલ્લા બે નેકીદાર વારસદારોની આ વાર્તા છે.

સીતેર વરસ ઉપર ત્યાં અમરાપર નામે નાનું ગોકળીયું ગામડું હતું. આજે ત્યાં ગામનો ટીંબો યે નથી. ગામની જગ્યા ઉપર જમીન ખેડાય છે: દ્વારકાથી દોઢ બે ગાઉ જ આઘે :

એ અમરાપર ગામમાં જોધો માણેક અને બાપુ માણેક નામના બે ભાઇઓ, ઓખામંડળના વાઘેરોમાં ટીલાત ખોરડાના

એ વારસો રહેતા હતા. રાજ તો ગાયકવાડ સરકારને હાથ ગયું છે. દ્વારકામાં પલટન પડી છે. ગામડે ગામડે પલટનનાં થણાં થપાણાં છે. વાઘેર રાજાઓને ગાયકવાડે જીવાઇ બાંધી આપી છે. પણ હમણાં હમણાં તો અમરાપરવાળા ટીલાતોને જીવાઇ મળવી યે બંધ પડી છે.

ગાયકવાડનો સૂબો બાપુ સખારામ મદછક બનીને દ્વારિકાના મહેલમાં બોલે છે કે

"કાય ! વાઘેરાત મંજે કાય આહેત ! [ શું છે ! વાઘેર બાપડા શી વિસાતમાં છે ? ]"

એ ટીલાત ખોરડાની વાઘેરણો આજ પાદરેથી પાણીનાં બેડાં ભરીને ઓસરીએ હેલ્યો ઉતારે છે, પણ એનાં મોઢાંની લાલી આજ નોખી ભાતની બની ગઇ છે. મોઢાં ઉપર ત્રાંબાં ધગ્યાં દેખાય છે.

ઓસરીમાં જ પોતાના ધણીઓ બેઠા છે. પણ મુખડાની લાલપનું કોઇ કારણ પણ બાઇઓને નથી પૂછતું. પરસેવે ટપકતાં લાલ નેત્રોવાળી વાઘેરણો છંછેડાઇને બોલી :

"અસાંજા થેપાડાં આંઇ પર્યો ! અને હણેં આંજી પાઘડી અસાંકે ડયો !" [અમારાં થેપાડાં (ઘાઘરા) તમે પહેરો. અને હવે તમારી પાઘડી અમને આપો.]

બેય ભાઇઓનાં મ્હોં ઉંચા થયાં. જોધાએ ધીરે અવાજે પૂછ્યું કે "આજે શી નવાજૂની બની છે વળી ?"

"નવું શું થાય ? રોજે રોજ થઇ રહ્યું છે ને ! રજપૂતોને પાદર મોરલા મરે, ને રજપૂતાણીયુંનાં બેડાં કાંકરીએ વીંધાયઃ દાઢી મૂછના ધણીયું બેઠા બેઠા ઇ બધું સાંખી લ્યે !"

"કોણે મોરલા માર્યા ? કોણે કાંકરીઓ ફેંકી ?"

"બીજા કોણે ? દ્વારકાના પલટન વાળાઓએ."

જોધાએ શિર નીચે ઢાળ્યું. પણ બાપુને અને એના દીકરા મુળુને તો ઝનૂન ચડવા લાગ્યું. ધીરી ધીરી ધમણની ફુંકે ઓગીતા

ભડકો થાય. તેમ ધીરે ધીરે વિચાર કરીને બાપ દીકરો ભભૂકી ઉઠયા. :

"જોધો ભા ! તોથી કીં નાઇ થીણું. અસાંથી સેન નાંઇ થીંદો. દ્વારકાં પાંજી આય, પલટણવાળેજી નાય ! પાંજી રોજી બંધ કરી છડયું આય ! પાણ પાંજો ગામ ગીની ગીંડો. [તારાથી કાંઇ નથી થવાનું. અને હવે અમારાથી સહન નથી થતું. દ્વારકા આપણી—આપણા બાપની છે, પલટણવાળાની નથી. શા માટે આપણી રોજી બંધ કરી ? આપણે આપણું ગામ પાછું લેશું.]"

"દ્વારકા પાંજી આય !"

દેવળના ઘુમ્મટ જેવા જોદ્ધાના હૈયામાં પડઘો પડયો : "દ્વારકા પાંજી આય !"

ઓહોહોહો ! કેવો મીઠો પડઘો ! આખે શરીરે રોમરાઇ અવળી થઇ ગઇ. પણ ગરવો જોધો એ મમતાનો ઘુંટડો ગળી ગયો.

એવે ને એવે ધીરે અવાજે એણે ઉત્તર દીધો કે "ભાઇ ! વસઇ વાળેજા ચડાવ્યા મ ચડો. આજ પાંજે સેન કર્યા વન્યા બીયો ઇલાજ નાંય. હકડી ઘડીમેં પાંજા ચૂરા થીંદા. અચો, પાણ રામજીભાજી સલાહ ઘીનું [ભાઇ! વસઇવાળા વાઘેરોના ચડાવ્યા ચડો મા. આજ આપણે સહન કર્યા વિના બીજો ઇલાજ નથી. એક ઘડીમાં આપણા ચૂરા થઇ જશે. ચાલો આપણે રામજી-ભાની સલાહ લઇએ.]

રામજી શેઠ નામે દ્વારકાનો ભાટીઓ હતો. અમરાપર-વાળા વાઘેરોનો સાચો ભાઇબંધ હતો. ડાહ્યા વેપારીએ આ ઉશ્કેરાયલા બાપ બેટાને ઠાવકી જીભે સલાહ આપી કે "ભાઇ, આજ લડવામાં માલ નથી. વસાઇવાળાના ચડાવ્યા ચડશો નહિ."

રોજ રોજ પલટનવાળાઓની આવી છેડ સાંખતા સાંખતા વાઘેર ટીલાતો બેઠા રહ્યા. પણ પછી છેવટે એક દિવસ સહન કરવાની અવધિ આવી ગઇ.



## ૪

સને ૧૮૫૮નો જાનેવારી મહિનો છે. વ્હેતાં વ્હેન પણ થંભી જાય એવી ટાઢ સુસવાટા મારે છે. અધરાત ભાંગી નથી, પણ સોપો પડી ગયો છે. વગડામાં કોઇ વિલાપ કરતું હોય એવા સૂર કાઢતો પવન, બોરડીઓ ને આંબલીઓનાં પાંદડાંને ખખડાવી, પછાડી, માવછોયાં બાળકો જેવાં બનાવી ઉપાડી જાય છે. અને એ બધું ય, ઓખામંડળનાં રાભડીયાં, કદાવર કુતરાં ટુંટીઆં વાળીને પડયાં પડયાં સાંભળે છે, પણ ભસવાનું જોર બતાવી શકતાં નથી. ગામથી તદન નજીક ધૂતારાં શિયાળવાં લુચ્ચાઇની લાળી કરીને વગડો ગજાવે છે.

તેવે ટાણે ઓખામંડળના ધ્રાશણવેલ ગામના પાદરમાં, ટીલાવડ નામે ઓળખાતા ચામુંડાના વડલા નીચે, અંધારામાં પાંચ છ મોટી શગડીઓ સળગી રહી છે. અને શગડીને વીંટી પચીસ જણા, પાંચેક હોકા પતંગમાં ફેરવતા ફેરવતા, ઉભા ગોઠણ સાથે કસકસીને પછેડીની પલોંઠી ભીડી સજ્જ હથીઆરે બેઠા છે. મ્હોંયે બોકાનાં ભીડયાં છે. પચીસેનો પોશાક જાડેજા રજપૂતો પહેરે છે તેવી જ ઢબનો છે. પણ પહેરવેશમાંથી રાજવટને શોભે તેવી રિદ્ધિ સિદ્ધિ ઉડી ગઇ દેખાય છે. પાઘડીઓમાં પડેલા લીરા, ધડીની અંદર સંતાડી દીધેલા છે. અને ચોરણીઓના થીગડાં પલોંઠી ભીડેલ પછેડી હેઠે દબાવેલાં છે. ઓખામંડળના રાજાઓની એ અધરાતે એવી હાલત હતી.

" સહુ આવી ગયા ?" એમાંથી મોટેરા દેખાતા એક વાઘેરે ચારે બાજુ પોતાની ચિત્તા સરખી ચકચકતી આંખ ફેરવી.

" હા, રવા માણેક : આવવાના હતા એ સંધા આવી ગયા." બીજાએ જવાબ દીધો.

" સાંઢીઓ સંધેય ગામે ફેરવ્યો'તો ને ?"

" તમામ ગામે. નેહડું યે બાકી નહિ."

" અમરાપરથી કોણ કોણ હાજર છે ?"

" હું જોધો, બાપુ. ને મુળુ માણેક : ત્રણ જણા." ગરવા અને ઓછાબોલા છતાં મીઠાબોલા મુખી જોધા માણેકે જવાબ વાળ્યો.

" બસ, માપાણી ટોળામાંથી ત્રણ જ જણ ? ઠીક, શુમણીયામાંથી ?"

" હું ખીમો, ધડેચી વાળો "

" ભલા. જોધાણી કોઇ ?"

" હું ભીમો. મેવાસેથી."

" ઠાવકી વાત. કુંભાણી કોણ છે ?"

" હું હણુ. મકનપરથી."

" બીજા કોણ કોણ માડુ છે ?"

" કરસન જસાણી ને ધુનો જસાણી મુળવાપરથી : દેવા છબાણી ને રાયદે ભીમાણી શામળાસરથી : ધંધો ને સાજો પીંડારીઆ; અને વશીવાળામાંથી તું રવો, પાળો, રણમલ અને દેવો; એટલું થારાણી ખોરડું."

મ્હોં મલકાવીને રવો બોલ્યો, " ત્યારે તો અમારા માડુ સંધાયથી વધુ. એમ છે જોધા ? માથાં વાઢી દેવાં, એ છોકરાંની રમતું નથી, વસીવાળાને ઓખો જાય તેની ઉંડી દાઝ છે ભા !"

"સાચું કહ્યું રવા માણેક!" જોધા માણેકે આ વસી-વાળા ચારે જણાના ચહેરાની ખુન્નસભરી કરડાકી અને દાંગાઇની રેખા પારખીને ટુંકો જવાબ વાળ્યો.

"ત્યારે હવે લાવો વારૂ."

"હાજર છે ભા!" કહીને ધ્રાશણવેલના વાઢેલ ગરાસીઆ દાદાભાઇ ને રામાભાઇ ઉઠયા. સહુને થાળી પિરસાણી.

"ભારી દાખડો કર્યો દાદા ભા!"

બે હાથ જોડીને પોતાના વાઘેર ભાઇઓની સામે દાદોભા વાઢેલ ઉભો રહ્યો : "આપ તો ઘણુ જોગ, પણ અસાંજી સંપત એતરી, ભા!"

શગડીએ પોતાના હાથ પગ શેકતા, વાળુ કરીને સહુ બેઠા. એટલે વસીવાળા રવા માણેકે પોતાના બઠીઆ કાનની બુટ ખજવાળતાં ખજવાળતાં વાત ઉચ્ચારી કે

"ત્યારે હવે શું ધાર્યું છે સંધાએ?"

"હવે તો ગળોગળ આવી ગયા છીએ." જોધાણી કુંભા-ણીએ વાતને વેગ આપ્યો.

"ઓખામંડળના ધણી હતા, તે તો મિટાવી દીધા. પણ રાજ રોટલો ખાવા જેટલી જીવાઇ બાંધી આપી છે, તે પણ વહીવટદાર છો મહિનાથી ચૂકવતો નથી."

"હાથે કરીને પગે કુવાડો આપણે જ માર્યો છે ને?"

"કોણ છે ઇ માકુ! જોધો માણેક ને? જોધાએ કાયમ આપણી જ કસૂર કાઢી છે."

"હું જૂઠ નથી બોલતો ભા! આપણે રાજા મટીને ચોર ઠર્યા તે આપણે જ લખણે. પોણોસો વરસથી સંભારતા આવો; આપણે કેવાં કામાં કર્યાં? નગર, પોરબંદર ને ગોંડળ જેવાં રજવાડામાં લૂંટ આદરી : એટલે માર ખાધો, ને ફક્ત પાંચ ગઢ, ને સતાવીસ ગામડાં રહ્યાં.

"હા, પછી જોધા ભા ?" રવો દાઢવા લાગ્યો.

"પછી શું ? પચાસ વરસ ઉપર આપડે જ વડવે ભેળા થઇ રાણી સરકારના વેપારીનું વ્હાણ લૂંટયું. અને એમાંથી એક ગોરાને ને એક બાપડી મઢમને દરિયામાં ફેંકયાં. ફેંકયા તો ફેંકયા, પણ એ લૂંટ ને એ ખૂનની વળતર રૂપીઆ સવા લાખ ચૂકવવાનું કબુલીને પછી ખૂટલાઇ કરી ન ચૂકવ્યાં, ત્યારથી વાઘેર ઇજ્જત ગુમાવીને ચાંચીઆ ઠર્યા. દરિયામાં લૂંટવા સિવાય આપણા વડવાએ કર્યું શું ? ઓખાના બારામાં ટોપીવાળાનાં વ્હાણ પેસી ગયાં તે આપણાં જ પાપે."

"રંગ છે વાઘેરના પેટને ! બલોયાં પહેરો બલોયાં, જોધા ભા !"

"હવે તો કયારનાં યે બલોયાં કાંડામાં પડી ગયાં, રવા ભા ! તું ને હું જીવીએ છીએ, ને ઓખો ખાલસા થઇ ગયો, આપણે ધણી હતા તે જીવાઇદાર થયા. આપણે માથે લશ્કરનાં બટાલીઅન બેઠાં, ઠેર ઠેર થાણાં થપાણાં. કપ્તાનો રસીડાન્ટો, ને પોલીટીકાલોનું તો કીડીયારૂં ઉભરાણું ! અને આ ગાયકવાડીનો જુલમ તો હવે જોયો જાતો નથી."

"ગઇ ગુજરી જવા દો જોધા ભા ! અને હવે કહો, આપણે કરવું શું ?" જોધા માણેકના આજ્ઞાવશ વાઘેરોએ અગ્નિ ઉપર રાખ વાળી.

"આપણે કરીએ છીએ તેના ઉપર આ વસીવાળા ભાઇઓ ધુળ વાળી દે છે એનું શું કરવું ?" જોધાએ કહ્યું.

"શું ધુળ વાળી ?" રવો ડોળા ફાડીને બોલ્યો.

"તમે વગર કારણે આરંભડું ભાગ્યું. તોરમાં બેટનો કિલ્લો કબ્જે લીધો, એમ સાત ગામડીના ગરાસીઆએ ઉઠીને સમદરનાં પાણી જેવી સરકારની સત્તા સામે ઉતાવળી બાથ ભરી. એમાં સરકારની ધુંવાધાર તોપું આવીને આપણા બારામાં ડાચાં ફાડી ઉભી છે. અને જાત્રાળુઓ રણછોડરાયજીનાં દર્શને ન આવી શકે, એ પાતક કાંઇ ઓછું !"

"અને જોધા ! તું ડાહ્યો ડમરો, તું વળી સરકારની સાથે નેકી જાળવીને શી કમાણી કાઢી આવ્યો ? કપિલા છઠ્ઠની જાત્રામાં અમે તો જાત્રાળુ પાસેથી કરોડુંનો માલ કબજે કરત. પણ તું સરકારનો હેતનો કટકો થાવા ગયો. તેં જાત્રાળુની ચોકી કરીને ગાયકવાડને ચાર લાખ કોરીનો કર પેદા કરાવ્યો, તેનો સિરપાવ તને શું મળ્યો ? તું ચોર હો, તેમ તારા જામીન લેવાણા. તે દિ' તને કચેરીમાં બોલાવી ભુંડે હાલે કેદ કરવાની પણ પેરવી થઇ'તી અને હવે તારી જીવાઇ પણ રોકી રાખી. લે, લેતો જા ગાયકવાડી પાઘડી ! બોલ, રણછોડરાયજીના કસમ ખાઇને કહે, તેં રાજકોટ છાવણીમાં પણ ખબર કહેવરાવ્યા છે કે નહિ ?"

"હા ભાઇ, પંદર દહાડાની મેતલ આપી હતી."

"પંદર દિવસ થઇ ગયા ?"

"હા."

"બસ, ત્યારે બોલો હવે જે રણછોડ !"

"જે રણછોડ !" ટીલાવડ કાંપી ઉઠે તેવા વિકરાલ અવાજે પચીસ ગળાં લલકારી ઉઠ્યાં.

"જોધા ભા !" જોધાનો ભાઇ બાપુ માણેક બોલ્યો. "હું હજી આજ જ મારી રોજીની ઉઘરાણી કરીને બાપુ સખારામ પાસેથી હાલ્યો આવું છું. અને એણે મને શું જવાબ દીધો, ખબર છે ? મ્હોંમાંથી ગાળ કાઢી."

"હેં, ગાળ કાઢી ? જબાન કાપી લેવી'તી ને ?"

"શું કરૂં ભા ! તારો ડર લાગ્યો, નીકર હું વાઘેરનો બચ્ચો, ઇ ચટણાની ગાળ કાંઇ ખમું ? એણે તો સામેથી કહેવરાવ્યું છે કે અમરાપરને પાદર અમારા બે મકરાણીનાં ખૂન કર્યાં છે, માટે હવે તૈયારીમાં રહેજો, અમરાપરને તોપે ઉડાવવા આવું છું."

"મકરાણીનાં ખૂન ? શા સારૂ ?"

"હા જોધાભા! મકરાણી ખંભે બંદૂકું ટીંગાડીને નીકળ્યા'તા અને પાદરની આંબલી માથે મોરલો બેઠો'તો તેને માથે ગોળી છોડી. મોરલો તો ભગવાનનું વાહન : એનું શાક કરીને બચારા મકા ખાતા'તા? અમે દોડીને બેય મકાનું જ કાચું ને કાચું શાક સમળીયુંને ખવરાવી દીધું. તેનો બદલો લેવા બચારો બાપુ સખારામ તોપુંના રેંકડા હાંકી લાવશે!"

"હા આજ અમગપરનો વારો, ને કાલ બીજાં પચીસે ગામના પાયા ખોદી નાખશે. અને માપાણી ખોરડાના દીવડા જેવા ત્રણે જણા, જોધો, બાપુ ને મુળુ માણેક જેવા દાઢી મૂછના ધણી છતે ઓખો રાંડી પડશે. ખરૂં ને જોધા?" રવો બોલ્યો.

"અરે, હજી જોજો તો ખરા, રણછોડરાયનાં દેરાંની મૂરતીયુંને માથે પણ ગોળા આફળશે." વસઇવાળો રણમલ ધૂધકારી ઉઠયો.

"તે પહેલાં તો મુળુ માણેકને માથે માથું નહિ હોય બેલી!"

ખુણામાં છાનોમાનો મૂળુ માણેક બેઠો હતો તેણે મુછે તાવ દઇને પહેલી જ વાર આ વચન કાઢયું. કોઇ ફણીધરની ફુંકે જાણે વડલામાં લા લાગી હોય તેવો સુસવાટો થયો.

"ત્યારે હવે પરિયાણ શું કરી રહ્યા છો? કરો કેસરીયાં"

હાથ ઉપર માથું નાખીને જોધો વિચારમાં પડી ગયો. એણે ધીરેથી કહ્યું, "હજી વાર છે ભાઇ, અથર્યા મા થાવ."

"કાં?"

"ગાયકવાડની બાદશાઇ સામે બાથ ભરાશે?"

"ગાયકવાડની બાદશાઇ તો રહી છેટી, ઠેઠ વડોદરે. અને આંહી તો લશ્કર વહીવટદારથી તોબા કરીને બેઠિલ બેઠું છે. વાધેરની ફુંકે સૂકલ પાંદડાં ઉડે તેમ ગાયકવાડનો વાવટો ઉડાડી દેશું."

"પણ ભાઇ! વાંસે સરકાર જેવો વશીલો છે. પાંચ સો

વ્હાણ તોપું ભરીને ઓખાને ચૂડેલું રાસડા હયે તેવો કરી મેલશે." જોધે ભવિષ્યમાં નજર નાખીને કાળની વાણી કાઢી.

"સરકાર તો હિંદુસ્તાનને કાંઠેથી હોકો ભરીને હાલી, જોધા ભા !" મૂળુએ મ્હોં મલકાવ્યું.

કાં ?"

"કાં શું ? બળવો ફાટી નીકળ્યો છે. પલટનો સામી થઇ ગઇ છે. મરાઠાંના ભાલાની અણીએ, સોયમાં મોતી પરોવાય તેમ ગોરાનાં મઢયમ છોકરાં પરોવાય છે. સરકારનાં અંજળ ઉપડયાં."

"કોણે કહ્યું ?"

"એકે એક જાત્રાળુ આંખે જોયેલી વાત કરી રહ્યાં છે."

"હું ન માનું. અંગ્રેજ જાય નહિ. એની ખીલી તો શેષનાગની ફેણ માથે જડાઇ ગઇ છે ભાઇ, મ ભરમાઓ. અને સબૂર કરો. તેલ જુવો, તેલની ધાર જુવો."

"જોધા ભા ! તારા પગુંમાં પડીયે છીએ. હવે તું અવળાં વેણ મ કાઢ. હવે આડા હાથ મ દે. અમથી સંખાતું નથી."

"ઠીક ભાઇ, તમને સઝે એમ કરો. હું જાઉં છું, અમરાપરનો ઉગાર કરવા આદમી ભેળા કરી આવું. હયો જે રણછોડ !"

"જે રણછોડ, જોધા ભા ! હવે ફરી વાર વડલા હેઠ નહિ મળીએ. રણરાયની છાંયામાં મળશું હો !"

જોધો ઉઠયો. દાયરો વીખાણો. જોધાએ મૂળુને પડખે બોલાવીને શીખામણ દીધી કે "બેટા મુરૂ !"

"બોલો કાકા !"

"આ વસઇવાળાનો ચડાવ્યો ચડીશ મા હો. એનાં પરિયાણ પાપનાં છે. બાકી તો બેટા, જ્યાં તું ત્યાં જ હું. હું હવે આ ટાણે મારાં ધોળાંમાં ધૂળ નહિ ઘાલું."

હનુમાન જતિ જેવાં પગલાં ભરતો જોધો અંધારામાં ધાબળો ઓઢીને અદૃશ્ય થયો. અને જુવાન મૂળુભાએ અમરાપર જઇ પોતાના વફાદાર રાયકાને હુકમ કર્યો:

"રાયકા ! વાઘેરોનાં પચીસે ગામડામાં ફરી વળજે. અને કહેતો જાજે કે શ્રાવણ શુદ એકમની અંધારી રાતે, દ્વારકાના કિલ્લાની પાછલી રાંગે, ઉગમણી દશ્યે, જસરાજ માણેકના પાળીઆ પાસે પાઘડીનો આંટો નાખી જાણનારા સહુ વાઘેર બચ્ચા હાજર થઇ જાય. જા ઝટ, જે રણછોડ !"

"જે રણછોડ !" કહીને રાયકે સાંઢીયાની દોરી હાથમાં લીધી. રાતોરાત સંદેશા ફેરવીને પ્રાગડ વાસ્યે પાછો અમરાપરના દરબારગઢની ડેલીએ સાંઢીયો ઝોકાર્યો.

"કહી આવ્યો ?"

"હા ભા !"

'શો જવાબ ?'

"જે રણછોડ !"

"સધાએ ?"

"એકેએક. બાઇયું પણ બચ્ચાં ઝોળીએ લઇને સાથે નીકળશે."



"ખમા ! ખમા રણછોડ રાયને હવે અમરાપર ગામમાં સહુથી લાંબાં બે ખોરડાં હોય તેનાં આડસર ખેંચી કાઢો."

બે આડસરો કાઢીને તેની ઉંચી, આભને અડતી નીસરણી બનાવી. શ્રાવણ શુદ ૧ ની સાંજે, અંધારાં ઉતર્યાં પછી મુળુ માણેકે ગઢની અંદર જઇને છેલ્લા જુવાર લીધા દીધા.

૫

દિવસ આથમે ને જેમ ટપોટપ આભમાં એક પછી એક તારલા ઉગતા આવે, તેમ અમરાપરના પાદરમાં પણ શ્રાવણ શુદ એકમની સાંજે દિવસ આથમવાની સાથે જ ગામડે ગામડેથી વાઘેરો આવવા લાગ્યા.

દોઢસો વાઘેરોનો સંઘ, કેડીએ કેડીએથી આવીને અમરાપરને પાદર મુળુ માણેકના નેજા નીચે ખડો થયો. સામસામા જે રણછોડ ! રણછોડ ! ના સૂર બંધાઇ ગયા અને બધા બથો ભરી ભરી ભેટયા. આખું દળકટક અમરાપરથી ઉપડયું. અને જ્યાં સીમાડે પગ માંડયો ત્યાં ડાબી કોર ગધેડો ભૂંકયો.

"મુરૂભા ! તારી ફતેના ડંકા જાણજે. ડાબો ગધેડો ભૂંકયો. લાખ રૂપીઆનાં શુકન થાય છે." બારાના ઠાકોર જેઠીજીએ શુકન પારખીને મુબારકી દીધી.

"સવારને પહોર દ્વારકા આપણું સમજજે મુરૂભા." વસઇવાળાએ મુળુને ચડાવ્યો.

"દ્વારકા મળે કે ન મળે, આપણું કામ તો હવે આ પાર કાં આ પાર મરી મટવાનું છે ભા !" મુળુભા પોરસ ખાઇને બોલ્યો.

પ્રાગડના દોરા ફુટયા. અને દ્વારકાના ગઢે અગ્નિકોણથી મુળુ માણેકે "જે રણછોડ !" કહી નીસરણી ઉભી કરાવી.

પણ નીસરણી એક હાથ ટુંકો પડી. ગઢ એટલો છેટો રહી ગયો.

મુળુએ હાકલ પાડી કે “ભાઇ ! કયો વાઘેર બચ્ચો માનું ધાવણ ધરાઇ ધરાઇને ધાવ્યો છે ? છે કોઇ ઠેકનારો ?”

“હું !” કહીને પતરામલ માંયાણી નામનો જુવાન ચડ્યો. મ્હોંમાં તલવાર પકડીને એણે ઠેક મારી. ‘જે રણછોડ !’ કરતો ગઢ માથે ગયો. ત્યાંથી ફાળીયું નાખીને બીજા સહુને ચડાવ્યા.

અત્યાર સુધી છાનુંમાનું કામ ચાલ્યું. પણ જેમ ગઢને માથે બસો દાઢીમૂછાળા ચડી ગયા, અને છતાં પણ આખો કિલ્લો અડદના દાણા છાંટયા હોય તેવા ધારણમાં ઘોંટાઇ રહ્યો છે એવું જોયું, તેમ તો ઓખામંડળ આખોય ઉમટયો : વાઘેરનું એકેએક ખોરડું હલકયું. જે રણછોડ ! જે રણછોડ ! ના લલકાર મચ્યા. હૈયેહૈયું દળાણું. દિવાલો સાથે આફળતા દરિયા ઉપર સૂરજ મહારાજે મ્હોં કાઢયું, સમુદ્રે શંખનાદ ગજાવ્યા અને મુળુએ ચસ્કો કર્યો :

“જોધો કાકો અચેતો ! પાંજો પે અચેતો ! હણેં ફતે થુઇ વઇ !”

જોધો માણેક ચાલ્યો આવે છે. ઓચીંતો આ વિજય–ટંકાર દેખીને એના મ્હોં પર વાદળી છવાઇ ગઇ છે. વાઘેરોને ઉન્માદે ચડયા દેખી, દારૂડીયા જાદવોના સરદાર કૃષ્ણની માફક એને વિમાસણ ઉપડી. પણ જોધો સમય વર્તી ગયો.

“જે રણછોડ કાકા !”

“જે રણછોડ મુંજા પેટ ! રંગ રાખી ડીનો ડીકરા !”

કહેતો જોધો નીસરણીએ ચડયો, આડસરની નીસરણી કડાકા લેવા માંડી. અને ભૈરવની ફોજ જેવા વાઘેરોએ બજારમાં ઓડા બાંધી લીધા.

“નારાયણરાવ કયાં છે ? એની મેડીમાં કો'ક પહોંચો. ઇ જુલમના કરનારાને પગે ઝાલીને બે ફાડીયાં કરી નાખીએ. ઝાલો ઇ મહેતાને !” મુળુ માણેકે હુકમ દીધો.

"નારાયણરાવને સજા મળી ગઇ, સુરૂભા !" મેડીએથી માણસે આવીને કહ્યું.

"કાં ?"

"પાયખાનામાં થઇને ભુંડે હાલે ભાગી છૂટયો."

"કયાં ગયો ?"

"જામપરામાં."

"જીવતો જાશે બેટો ?"

"જાવા દે મુરૂભા. બાપ, ભાગતલને માથે ઘા ન્હોય." જોધાએ ધીરેથી શીખામણ દીધી.

ત્યાં સામેથી ધડ ! ધડ ! ધડ ! બંદુકોના ચંભા થાતા આવે છે. રીડીયા થાય છે. અને ભેરી ફુંકતો ફુંકતો ગાયકવાડી સુબો બાપુ સખારામ ફોજ લઇ હાલ્યો આવે છે.

"આ કોણ ?"

"બાપુ સખારામ. બીજો જાલીમ. જીવાઇને બદલે ગાળો દેનારો. એની તો જીવતી ચામડી ઉતરડી નાખીએ."

પાંચ દસ લડવૈયાને લઇને બાપુ સખારામ વાઘેરોના વાદળ સામે ધસ્યો આવે છે. અને મુળુ માણેક બંદુક લઇ એને ટુંકો કરવા દોડે છે.

"ખમ્મા ! ભાઇ, જાળવી જા !" કહીને જોધાએ મુળુનું બાવડું ઝાલ્યું; "એને મરાય ? આટલી ફોજ સામે નીમકની રમત ખેલવા એકલો હાલ્યો આવે છે. છોડી દે એને."

મુળુ થંભી ગયો. છેટેથી અવાજ દીધો "હાલ્યો જા ભાઇ, ગાયકવાડના કુતરા, તને શું મારૂં ?"

પછી હુકમો દેવાયા.

"ભીમા ! તું વરવાળુ માથે પહોંચ. ન જીતાય તો મ્હોં દેખાડતો મા. દરિયામાં ડુબી મરજે."

ભીમો માણેક ફોજ લઇને વરવાળુ ગામ પર ઉપડયો.

"અને દેવા છબાણી ! તું બેટનો કબ્જો લેજે. તોપને મોઢે ઉડી જાજે, પણ હાર્યાના વાવડ દેવા પાછો મ વળજે."

"જે રણછોડ !" કહીને દેવો છબાણી શંખોદ્ધાર બેટ પર છૂટયો.

"પણ આ દ્વારકા ખાલી કયારે થઇ ગયું ? સરકારી માણસો બધાં કયાં સમાણાં ?"

દૂતોએ દોડતા આવીને ખબર દીધાઃ "જોધાભા, જામપરામાં ચારસો સરકારી જણ બેઠા છે."

"લડવાની તૈયારી કરે છે ? કે ઓખો છોડીને ભાગવા રાજી છે ?"

"ભાગવા."

"અરે ભાગી રહ્યા. માંડો જામપરાને માથે તોપો ! ફૂંકી દ્યો ! વડોદરે વાવડ દેવા એક છોકરૂં યે જીવતું ન નીકળે."

આવા રીડીયા થયા. અને જોધો ઝાંખો પડી ગયો. ગરવી વાણીમાં એ બોલ્યોઃ

"ન ઘટે, મુંજા પે ! એવી વાતું વાઘેરૂંના મ્હોંમાં ન સમાય. એ બચાડા તો ચિઠ્ઠીયુંના ચાકર ! અને વળી પીઠ દેખાડીને ભાગે છે. એની ઓરતું, બાલ બચ્ચાં, ઘરડાં બુઢ્ઢાં રઝળી પડે. જાવા દો મારા ડીકરાઓ !"

ચારસો ગાયકવાડી ચાકરો, દ્વારકા દુશ્મનોના હાથમાં સુખ-શાંતિથી સોંપીને સીમાડા બહાર નીકળી ગયા. નગર રાજના મહાલ જામખંભાળીયામાં જઇને ચારસો જણાએ પડાવ કર્યો અને આંહી દ્વારકામાં તો

ખંભે ખંભાતી ધોતીયાં, ધધકે લોહીની ધાર,
ગોમતી લાલ ગુલાલ, માણેક રંગી મૂળવા !

ગોમતી નદી સોલ્જરોના લોહીથી લાલ ગુલાલ બની ગઇ.

૬

વાઘેરોના સાથમાં આજ વેપારી રામજીભા ઘૂમી રહ્યો છે. રામજી શેઠ દ્વારકાનું ભૂષણ બન્યો છે.

જોધા માણેકના એ દિલોજાન ભાઇબંધ પર જામપરામાંથી બાપુ સખારામનો સંદેશો આવ્યો કે "અમે ઘેરાઇ ગયા છીએ, ભૂખે મરીએ છીએ. કાંઇક અનાજ મોકલો."

રામજીભાએ જોધાને જાણ કરી. દાના દુશ્મન જોધાએ છાના-માના કહી દીધું કે "રામજીભા! કોઇ ન જાણે તેમ ખોરાકી મોકલી આપો. પણ જો વાઘેરોને વાત પહોંચશે તો મારો ઇલાજ નથી. વન વનની લકડી આજ ભેળી થઇ છે."

કિલ્લા બહાર રામજી શેઠની બે વખારો હતી, તેમાંથી ખોરાક મોકલાવા લાગ્યો. પણ વાઘેરોને ખબર પડી ગઇ કે દુશ્મનોને ખોરાક જાય છે. ગાંડા વાઘેરો રામજીની વખારો તોડી તોડીને માલ ફગાવવા લાગ્યા.

ત્યાં રામજી શેઠનો દીકરો લધુભા દોડતો આવ્યો. એની કુહાડી જેવી જીભ ચાલી : "એ મછીયારાવ! આંકે રાજ ખપે? જ જો ખાવતા તીંજો ખોદોતા? (એ માછીમારો! તમને તે રાજ હોય? જેનું ખાઓ છો એનું જ ખોદો છો?)"

"લધુભા! તું ભલો થઇને જબાન સંભાળ! અટાણે દીકરાનાં લગન નથી, પણ લડાઇ છે."

એ રીતે વાઘેરોએ એને ઘણો વાર્યો, પણ લધુભા ન રહી શક્યો. ગાળોની ઝડી વરસાવવા લાગ્યો. ઝનૂને ચડેલા વાઘેરો : અને સામે એવો જ કોપેલો વાણીઓ : બીજું તો કાંઇ ન થઇ શકે, એટલે લધુભાને બાંધી, એના પગમાં બેડી પહેરાવી, મંદિરના કિલ્લામાં, શત્રુઓનાં મૂડદાંની સાથે એને પૂરી દીધો.

કિલ્લાનો બંદોબસ્ત કરીને જોધો જમવા આવ્યો : રામજીભાને ઘેર જ એ રોજ રોટલા ખાતો. આજ ન્હાઇને પાટલે બેસે છે ત્યાં એને યાદ આવ્યું : "રામજીભા! લધુભા કેમ ન મળે?"

"ક્યાંક ગયો હશે. તું તારે ખાઈ લે ભાઈ!"

"હું શી રીતે ખાઉં? તારો દીકરો ન જડે ને મને અન્ન શે ભાવે? આ દાવાનળ સળગે છે એમાં કોને ખબર છે, શું થયું હશે?"

જોધો થાળી ઉપરથી ઉઠી ગયો. લધુભાની ગોતે ચડયો. પતો મળ્યો કે એને તો કિલ્લામાં પૂર્યો છે. જોધાએ કિલ્લાનું તાળું તોડ્યું. લધુભાને બેડીઓમાં ઝકડાએલો જોયો. એના પગ લોહીવાળા દીઠા. જોધાને જોતાં જ લધુભાએ જીભ ચલાવી.

જોધાએ એને વાર્યો: "એ લધુભા! ગુડીજો ટીલો તું ડીને હો! તોજી જીભ વશ રાખ ભા! હીન ટાણે તો વન વનજી લકડી આય! [ગળીની કાળી ટીલી તું જ મને દઈશ ભાઈ! તું તારી જીભ વશ રાખ. અત્યારે તો આંહી વન વનની લાકડી ભેગી થઈ છે.]"

જોધાને લાગ્યું કે આ ખાનદાન ભાટીઆનું કુટુંબ ક્યાંઈક કચરાઈ જશે: એને આંહીથી ખસેડી નાખું.

અમરાપરથી બે ત્રણ ગાડાં મગાવી કિલ્લા બહાર જસરાજ માણેકના પાળીઆ પાસે ઉભાં રખાવ્યાં. પાંત્રીસ માણસોને હાથમાં નાળીએરના ઉલ્કા ઉપડાવી, દિશાએ જવાના બ્હાનાથી કિલ્લા બહાર કઢાવ્યાં. અમરાપૂર પોતાને ઘેર પહોંચતાં કર્યાં. ફક્ત બુઢ્ઢા રામજી દાદો જ દ્વારકામાં રહ્યા.

જોધાને ઘેરે ચાર પાંચ ભેંસો મળે છે. રામજીભાઈનાં છોકરાંને રોજ જોધાની વહુઓ દૂધપાક પૂરી કરીને જમાડવા લાગી છે.

[અને આ વાત કરનાર, રામજી શેઠનો ૭૪ વર્ષનો પૌત્ર રતનશી શેઠ, જે અત્યારે બેટમાં હયાત છે, તે કહે છે કે "મને આજ પણ એ દૂધપાક પૂરી સાંભરે છે."]

૭

ત્યાંથી એ કુટુંબ જુદું પડ્યું: રામજી શેઠનો નાનેરો ભાઈ જેરામ, લધુભાનો દીકરો રતનશી અને દાદી વગેરે બેટમાં ગયાં. બેટમાં તેઓનું ઘર હતું.

જલદ જીભવાલા લધુ શેઠ પોતાના ગુમાસ્તા વગેરેને લઇને ચાર ગાડાં જોડાવી જામખંભાળીઆ તરફ ચાલી નીકળ્યા.

રાતનો વખત છે. ગાડાં ચાલ્યાં જાય છે. કોઇને દુશ્મનનો વ્હેમ પણ નથી.

પહેલું ગાડું લધુભાનું : એ નીકળી ગયું. પણ બીજું ગાડું નીકળતાં જ ઝાડવાંની ઓથેથી આદમી ઉઠયા. એમાંથી એક જણે બળદની નાથ પકડી.

ગાડાખેડુએ બૂમ પાડી "એ લધુભા, લૂંટારા !"

ઠેકીને બહાદુર લધુભા ઉતર્યો. "કેર આય !" એવી હાકલ કરતો દોડયો આવ્યો. લૂંટારાઓને પડકારીને કહ્યું, "અચો હરામી ! અચો પાંજે ગડે ! [આવો મારે ગાડે.]"

આવીને જુવે તો આદમીઓએ મ્હોં પર મોસરીયાં વાળેલાં: ફક્ત આંખો તગતગે: મોવડી હતો તેને ઝીણી નજરે નિહાળીને લધુભા બોલ્યો : "હાં ! વાહ વાહ ! તોજી અખતાં મું સઝાણ્યો આય કે તું વરજાંગ અયેં." [તારી આંખો પરથી સૂઝે છે કે તું તો વરજાંગ !]

લુંટારો ભોંઠો પડી ગયો. શરમથી હસીને ગરીબડે સૂરે કહેવા લાગ્યો કે "મુંટો ડન્ને લધુભા ! ચાર ચાર ગાઉ દોડી દોડીને અસેં મરી વીંયાંસી. પણ હણેં તો અસાંથી લુંટાય ન ! [ભોંઠા પાડયા ને, લધુભા ! ચાર ચાર ગાઉથી દોડીને અમે તો મરી ગયા. પણ હવે તો અમારાથી લુંટાય નહિ.]

"લૂંટને ! ઇન્ની પાસે તો બસો ચારસો કોરીયેંજો માલ હુંદો ! પણ મું આગર બ હજાર કોરીયું આય. હલ, ઇ આંકે ખપે તો ગીની વીંજે !" [લૂંટને ! એની પાસે તો બસો ચારસો કોરીઓનો માલ હશે. પણ મારી પાસે તો બે હજાર કોરીઓ છે. હાલ, જોઇએ તો લઇ જા !]

"હણેં તો લધુભા ! સરમાઇ વીંયાંસી. તોજે મેંકે લૂંટણાવા ! ચોપડેમેં અસાંજે ખાતેમેં ખુબ કલમેંજા ઘોદા માર્યું

આય." [હવે તો લઘુભા ! અમે શરમાઇ ગયા છીએ. અમારે તો તને નહિ, પણ આ તારા મહેતાઓને જ લૂંટવા હતા. એણે ચોપડામાં અમારાં ખાતામાં ખૂબ કલમના ઘોદા માર્યા છે.]

"હણે કૂરો ?" લઘુભાએ વાઘેરને પૂછ્યું.

"હણેં હલો. આંકે રણજી હુન કંધીતે છડી વેજું. નક આંકે બીયા કોક અચીને સંતાપીના. [હવે ચાલો, તમને રણની પેલી બાજુ સુધી પહોંચાડી જઇએ. નીકર તમને બીજા કોઇક આવીને સંતાપશે.]

વાઘેર લૂંટારો ખસીયાણો પડી ગયો. કોઇ કુટુંબી પૂછે તેવી રીતે પૂછ્યું, "લઘુભા ! ભૂખ લગી આય."

"તો ડીયું ખાવા. જોધે માણેકજો પરતાપ આય." [તો દઉં ખાવા. જોધા માણેકનો પ્રતાપ છે.]

ખવરાવ્યું. લૂંટારો હતો તે વોળાવીયો બન્યો. લઘુભાનાં ત્રણે ગાડાંને સામા કાંઠા સુધી પહોંચાડી આવ્યો.

## ૮

રામજીના ભાઇ જેરામે બેટમાં પહોંચીને શું કર્યું ? બહાદુરી કરીને કિલ્લો બચાવ્યો, ગાયકવાડી સિપાહીઓને શૌર્ય ચડાવ્યું કે 'દ્વારકાવાળા ખૂટી ગયા. પણ તમે ખૂટશો મા. કિલ્લો સોંપશો મા.' એણે સામો પક્ષ લીધો.

સિપાહીઓ—પણ અમારે ખાવાનું શું કરવું ?

જેરામ—હું સગવડ કરી દઉં. મંદિરમાં વાંધો નથી.

વાઘેરો ચડી આવ્યા. મંદિરનો કિલ્લો બંધ દીઠો. અને આખી રાત કિલ્લા ઉપર કપાસીઆ તેલના દીવા માંડી એક આદ-મીને 'ખબરદાર ! ખબરદાર !' એવી હાકલો સાથે ચોકી દેતો દીઠો.

વાઘેરોએ અવાજ ઓળખ્યો. "એ અવાજ તો જેરામભાનો. એ હશે ત્યાં સુધી કિલ્લો નહિ સોંપવા દે." ગામ લૂંટ્યા વિના વાઘેરો પાછા દ્વારકા ગયા. જોધાને અને રામજીભાને તેડી લાવ્યા.

જુવાન જેરામભા કિલ્લા ઉપર ઉભો છે. નીચે ઉભાં ઉભાં જોધાએ અને રામજીભાએ સમજાવટ આદરી :

"ભાઇ જેરામભા ! હેઠો ઉતરી જા !" જોધો બોલ્યો

"ન ઉતરૂં. એમ કિલ્લો ન સોંપાય. તું તારે બે હજાર વાઘેરની ફોજ લઇને ચડી આવ. કિલ્લો જીતીને ખુશીથી લઇ લે. પણ ખુટલાઇ કરાવીને શું લેવા આવ્યો છો જોધાભા !"

"જેરામભા ! આજ તો હું તને શરમાવવા આવ્યો છું. અમારે રાજપાલટો આણવો છે, અને તું ઉઠીને શું ઓખાનો શત્રુ થઇશ ? જેરામભા ! દ્વારકા કોની ? દ્વારકા પાંજી આય."

"દ્વારકા પાંજી આય !" એ વેણે જેરામનું હૈયું હલમલાવી નાખ્યું. તેમાં વળી રામજી શેઠનો સાદ પૂરાયો:

"ભાઇ જેરામ ! હવે હુજ્જત મ કર."

જેરામ–તો એટલી બાંહ્યધરી દે, કે આ કિલ્લાના કોઇ પણ આદમી ઉપર ઘા ન કરવો. સહુને હેમખેમ સલાયા ભેળા થાવા દેવા.

જોધા–કબૂલ છે. રણછોડરાયની સાખે !

કિલ્લાના સિપાહીઓને ગાયકવાડી કે સરકારી કુમક આવી નહિ. બચાવ લાંબો વખત થાય તેમ નહોતું રહ્યું. જેરામભાના રક્ષણ નીચે સહુ નીકળીને સલાયા ગામ તરફ ચાલતા થયા.

બરાબર શંખ તળાવ પાસે પહોંચે ત્યાં પાછળથી માંકડાં જેવા વાઘેરોનું એક ટોળું તેઓને આંબી ગયું અને ટોળાએ હરકા કર્યા કે "મારો ! મારો ! મારો !"

આડો ઉભો રહીને જેરામભા બોલ્યો "ખબરદાર જો આગળ વધ્યા છો તો. તમે જોધાભાનો કોલ ઉથાપો છો ?"

વાઘેરોએ કુજ્જત કરી : "જેરામભા ! આ સિપાઈઓએ અમારા એક આદમીને માર્યો છે એટલે અમે એક પીંગાણું કર્યા વગર તો પાછા જાવાના જ નથી."

જેરામભાના હાથમાં લાકડી હતી. ધરતી ઉપર ધૂળમાં આડો લીટો કરીને કહ્યું કે "વાઘેર બચ્ચાઓ ! જો આ લીટો વળોટો તો તમને જોધા માણેકની આણ છે."

એટલી આણ બસ હતી. લાકડીની લીટી હતી તે સિંવાળ જેવી થઈ પડી. વાઘેરો પાછા વળી ગયા.

૯

બેટ શંખોદ્ધાર ઉપર જોધાનો વાવટો ચડ્યો છે. જોધો દારૂગોળા તપાસે છે. પૂછે છે:

"ભાઈ દેવા ! શો શો સરંજામ હાથમાં આવ્યો ?"

"ઓગણીસ તોપો."

"રંગ ! બીજું ?"

"ફતેમારીઓ, સુરોખાર ને ગંધકથી ભરેલી."

"વાહ રણછોડ ! જેવું લીધું છે તેવું જ સાચવજે દેવા ! હજી મરદુંના મામલા વાંસે છે."

"જેવી રણછોડરાયની મરજી, જોધાભા !"

દારૂગોળો તપાસીને જોધો માણેક પાછો વળ્યો. પણ બેટની બજારમાં નીકળે ત્યાં તો મંદિરોના દરવાજા ઉપર ચોકી કરવા બેઠેલા પીંડારા વાઘેરોને પૂજારીઓ ઉપર ત્રાસ ગુજારતા જોઈને જોધાની આંખ ફાટી ગઈ. પીંડારીયાઓ જાત્રાળુઓ પાસેથી પૈસા છોડાવી રહ્યા છે અને પૂજારીઓ ને જાત્રાળુઓ કુંજોનાં ટોળાંની માફક કળેળાટ કરે છે. ચુપાચુપ જોધો ઊભો ઊભો જોઈ રહ્યો

છે. માણસોએ ચીસ પાડી "જોધા ભા, અમને બચાવો. આથી તો મરાઠા શું ભુંડા હતા ?"

પીંડારીયા જોધાને ભાળીને નીચું ધાલી ગયા. જોધાએ કહ્યું:

"તમારા મોઢાં કાળાં કરો. માનું દૂધ લજાવ્યું ભા ! તમે રજપૂતનાં ફરજંદ છો ?"

એકેએક પીંડારીયાને ચોકી પરથી બરતરફ કરી બેટનો કિનારો છોડવા હુકમ દઇ દીધો. અને જોધાએ ન્યાયની અદાલત ભરી. પૂછવામાં આવ્યું "કોના ઉપર જુલમ થયો છે ભાઇ ?"

"મંદિરવાળા ભંડારી હરિમલ ઉપર."

"શું થયું ?"

"એને ઝાલીને અભડાવ્યા"

"કોણે પાપીએ ?"

"રણમલ પીંડારે."

"શા સારૂ ?"

"દંડ લેવા સારૂ."

"બોલાવો રણમલને. ન આવે તો રસીથી બાંધીને લાવજો."

રણમલને તેડી હાજર કરવામાં આવ્યો. જોધા માણેકે રણમલ તરફ પીઠ ફેરવી અને વચનો કહ્યાં:

"આટલા સારૂ હું પીંડારીયાઓને તેડી લાવ્યો'તો ખરું ને રણમલ ! જા, તુંને તો ગોળીએ દેવો જોઇએ. પણ હવે ભાગી છૂટ. ભંડારીજી ક્યાં છે ભાઇઓ ?"

"જાંબુવંતીજીના મંદિરમાં સંતાણા છે."

"હાલો મંદિરે."

મંદિરે જઇને જોધા માણેકે ભંડારીની માફી માગી. અને એવો ઠરાવ કર્યો કે દર મહિને અકેકેક મંદિરવાળાએ વાઘેરોની ચોકીનો ખરચ ચુકવવો.

એટમાં બંદોબસ્ત કરીને જોધો દ્વારકા પાછો વળ્યો. જઇને જોવે તે દ્વારકામાં પણ દેકારો બોલે છે બંદૂક તાકીને વાઘેરો વેપારીઓ પાસેથી મ્હોંમાગ્યા દંડ ચૂકાવે છે. છકેલા વાઘેરો સ્ત્રીઓને અને છોકરાંને પોતાનાં ઘોડાંની હડફેટે ચડાવે છે પોતાને રહેવા માટે હરકોઇના ઘર ખાલી કરાવે છે. જોધાએ સંતાઇને નજરોનજર એક દુકાન ઉપરનો બનાવ જોયો. આંખમાં સુરમો આંજીને ઓળેલી દાઢી મૂછ વાળો એક વાઘેર સાત હથીઆર સોતો એક વેપારીની દુકાને બેઠો છે. ઉઘાડો જમૈયો એના હાથમાં ચકચકે છે, સામે શેઠીયો થર! થર! ધ્રૂજે છે, અને વાઘેર ડોળા ફાડીને કહે છે કે "મારા લેણાનું ખત ફાડી નાખ, નીકર હમણાં છાતીમાં આ હુલાવું છું." એ વખતે જોધાનું ગળું રણક્યુ:

" તે પહેલાં તો બેલી! તારી છાતીનું દળ આ જમૈયો નહિ માપી લ્યે? રંગ છે વાઘેરાણીની કૂખને!"

એકેએક વાઘેર જેની શેહમાં દબાતો, તે જોધાજીને જોઇ જમૈયાવાળો આદમી ખસીઆણો પડી ગયો. ગામનું મહાજન ટપોટપ દુકાનો પરથી ઉતરીને જોધાને પગે લાગ્યું. અને સહુએ પોકાર કર્યા કે "જોધા બાપુ! આટલું તો તમે દીઠું, પણ અદીઠું અમારે માથે શું શું થઇ રહ્યું છે તે જાણો છો? કહો તો અમે ઉચાળા ભરીએ. કહો તો માલ મિલ્કત મેલીને હાથે પગે ઓખાના સીમાડા છાંડી જઇએ, પણ આવડો માર તો હવે નથી સહેવાતો.'

જોધાએ મહાજન ભેળું કર્યું. એક પડખે મહાજન બેઠું છે, બીજે પડખે વાઘેરો બેઠા છે. વચ્ચે જોધો પોતે બેઠો છે. મુળુ અને દેવો, બેય ભત્રીજા પણ હાજર છે. જોધાએ વાત શરૂ કરી:

"ભાઇ દેવા! બેટા મુરૂ!"

"બોલો કાકા!"

"આપણે ચોર લુંટારા નથી. રાજા છીએ. આપણે મરાઠાની જેમ પરદેશથી પેટ અને પેટીયું ભરવા નથી આવ્યા. પણ આપણા બાપડાડાનું રાજ પાછું હાથ કરી, રજપૂતના ધરમ પાળવા આવ્યા છીએ."

"સાચી વાત."

"અને આ વસ્તી આપણાં બેટા બેટી છે."

"કબૂલ."

"આપણે માથે રણછોડરાય ધણી છે."

"ખમ્મા રણછોડ !"

"ત્યારે રજપૂતના દીકરા બિરદ વગર રાજ કરે નહિ. સાંભળો આપણાં બિરદ:

પહેલું–વસ્તીના વાલની વાળી પણ ન લુંટવી.

બીજું–ઓરતોને બ્હેન દીકરી લેખવી.

ત્રીજું–જાત્રાળુને લુંટવાં તો નહિ, પણ ચાલતા આવેલા ધારા પ્રમાણે કર વસુલ લઇને ઠેઠ રણના કાંઠા સુધી ચોકી પહેરામાં મેલી આવવાં.

"બોલો ભાઇ, આ બિરદ ઉથાપે તેને ?"

"તેને તોપે ઉડાવવો." મુળુ બોલ્યો.

પછી જોધો વેપારીઓ તરફ ફરીને બોલ્યો.

"કહો, ઇંદરજી શેઠ, હીરા શેઠ, હવે તમે સવા મણની તળાઇમાં સૂજો. મારો સગો ભત્રીજો મુળુ પણ જો ક્યાંય કોઇને ટુંકારો કરે, તો વાવડ દેજો ! સજા કરીશ."

"ધન્ય છે બાપુ !" મહાજનની છાતી ફાટવા લાગી.

"ઉભા રહો. ધન્યવાદ પછી દેજો. તમારી જવાબદારી પણ સમજી લ્યો, તમારે અમને ખાવાનું તો આપવું જ પડશે. ઘર દીઠ ખાવાનું લેવાનો ઠરાવ કરીને જ તમારે ઉઠવાનું છે.

આ તો લડાઇ છે. પોલકી નથી માંડી. અને જાંગલાઓમે તમે કેમ કર ભરતા'તા ?"

"કબૂલ છે બાપુ !" કહીને મહાજને ઠરાવ ઘડ્યો.

"જે રણછોડ ! જે રણછોડ !" એવા નાદ થયા ને ડાયરો વીંખાણો.

## ૧૦

શંખોદ્ધાર બેટથી પોડેક છેટે આંજ સવારથી મનવારો ગોઠવાતી જાય છે. ચાર મોટી મનવારો સામીયાણીની દીવાદાંડી પાસે આવીને ઉભી રહી અને ત્રણ નાની બોટો ખાડીમાં ચોકી દેવા લાગી. સાતેના ઉપર અંગ્રેજી વાવટા ઉડે છે. તોપોનાં ડાચાં સાતેના તૂતક ઉપરથી બેટની સામે ફાટી રહ્યાં છે.

ધીંગાણાના શોખીલા વાઘેરો કિનારા ઉપર નાચતા કૂદતા બોલવા લાગ્યા કે

"આયા ! ચીંથડેંજે પગે વારા આયા ભા ! ચીંથડેંજે પગે વારા ન લાલ મું વારા માંકડા. આયા ! હીં ચીથડેંજે પગે વારા કુરો કરી સકે ? (ચીંથરાના પગવાળા ને લાલ મ્હોં વાળા માંકડા આવ્યા. એ બિચારા શું કરી શકશે ?)"

ચીથરાના પગવાળા એટલે મોજાંવાળા : વાઘેરોને મન આ મનવારો ને સોલ્જરો ચીથરાં જેટલાં જ વિસાતમાં હતાં. તાળીઓ પાડીને વાઘેરોએ ગોલંદાજને હાકલ કરી:

"હણું વેરસી ! ખણો ઉન નંઢી તોપકે ! હકડો ભડાકો, ને ચીંથડેવારાજા ભુક્કા !"

બેટને આથે આથે છેડે બરાબર મોટા દરિયાને કાંઠે હાજી કરમાણીઆ પીરની મોટી દરગાહ છે. હાજી કરમાણીઆ

ઓલીયો દેઠ ખંભાતથી, એક શિલાની નાવડી બનાવી, ઘોડા ઉપર કફનીનો શઢ ચડાવી, આખો દરિયો તરતા તરતા બેટને આરે ઉતરી આવ્યા કહેવાય છે. એ જગ્યાની પાસે વાઘેર ગોલંદાજ વેરસીએ પોતાની નાની તોપમાં સીસાનો ભુકકો, લોઢાના ચૂગ અને ગોળા વગેરે ખેરીચો ઠાંસી ઠાંસીને ભર્યો. મનવારોના સામે માંડીને તોપ દાગી. પણ ગોળા મનવારને આંબી જ ન શકયા.

હવે મનવારોએ મારો ચલાવ્યો. મણ મણના ગોળાઓએ આવીને વાઘેરોની તોપના ભુક્કા બોલાવ્યા. કિનારો ખરેડી પડયો.

નાદાન વાઘેરા અણસમજુ છોકરાંની કાલી વાણી કાઢી કહેવા લાગ્યા :

"નાર તો ભા ! પાણ તો જાણ્યું જે હીતરી હીતરી નંડી ગોરી વીજંતો. પણ હે તો હેડા હેડા વીજેતો. હેડેજો કરાર તો પાંજે ન વો ! હણે ભા ! ભજો ! [ આપણે તો જાણ્યું કે આવડી આવડી નાનકડી ગોળીઓ છોડશે. આ તો આવડા આવડા મોટા ગોળા ફેંકે છે. આવડા ગોળાનો તો આપણે કરાર નહોતો. હવે તો ભાઇ, ભાગો ! ]

કરમાણીશા પીરની દરગાહ ઉપરથી વાઘેરો ભાગ્યા. મંદિરોના કિલ્લામાં જઇને ભરાણા. અને આ બાજુથી દ્વારકાના દરિયામાં પણ મનવારોએ ડોકાં કાઢયાં.

કિનારેથી જોધો ને મૂળુ, બે જણા આ વાઘેરોના કાળની નિશાનીઓ સામે ઠરેલી નજરે નિરખી રહ્યા છે. જોધો જરાક મોઢું મલકાવી મૂળુની સામે જુવે છે. મૂળુનું માથું ખસીઆણું પડીને નીચે ઢળે છે.

"મુરૂભા ! બચ્ચા ! કાળને કેવાં નોતરાં દીધાં આપણે ?"

હડૂડૂડૂ ! હડૂડૂડૂ ! દરિયામાંથી આગબોટોએ તોપોના બહાર આદરી દીધા. ઉપરાઉપરી ગોળાનો મે વરસવા લાગ્યો. ગઢની રાંગ તોડી. એટલે વાઘેર યોદ્ધાઓએ દુકાનોનો ઓથ લીધો.

પખવાડિયામાં તો દુકાનો જમીદોસ્ત બની, એટલે વાઘેરો ખંડેરોનાં ભીંતડાં આડા ઉભા રહ્યા. શ્રુપચ્છાંટના ગોળા પડે છે. પડીને પછી ફાટે છે. ફાટતાં જ અંદરથી સેંકડો માણસોનો સંહાર કરી નાખે તેવી જ્વાળાઓ છૂટે છે. અને શું કરવું તે કાંઇ સૂઝતું નથી. તે વખતે બુઢ્ઢાઓએ જુક્તિ સુઝાડી કે

"દોડો ભાઇ, ગોદડાં લઇ આવો. અને ગોદડાં ભીનાં કરી કરીને ગોળા પડે તેવાં જ ગોદડાં વડે દાબીને બુઝાવી નાખો."

પાણીમાં પલાળી પલાળીને ગોદડાં લઇ વાઘેરો ઉભા રહ્યા. જેવો ગોળો પડે, તેવા જ દોડી દોડીને ગોદડાં દબાવી દેવા લાગ્યા. ગોળા ઓલવાઇને ત્યાં ને ત્યાં થંભી ગયા. એક આખો દિવસ એ રીતે બચાવ થયો. દુરબીન માંડીને આગબોટવાળાએ જોયું તો વાઘેરોની કરામત કળાઇ ગઇ.

બીજે દિવસ પ્રભાતે આગબોટવાળાઓએ આગબોટો પાછી હટાવી. ગોળા બદલાવ્યા. તોપોના બહાર શરૂ થયા. આંહી વાઘેરો પણ ગોદડાં ભીંજાવીને હાજર ઉભા. પરંતુ આ વખતે ગોદડાં નકામાં નીવડયાં. ગોળા અંદરથીજ ફાટી ફાટીને માણસોનો કચ્ચરઘાણ વાળવા લાગ્યા. વાઘેરોનો ઇલાજ ન રહ્યો. દેવાએ પોકાર કર્યો કે "હવે કાંઇ ઉગારો ?"

"મંદિરમાં ગરી જઇએ."

"અરરર ! ઇ ગાયુંના ખાનારાઓ મંદિર ઉપર ગોળા મારશે. અને આપણે કયે ભવ છૂટશું ?"

"બીજો ઇલાજ નથી. હમણાં ખલ્લાસ થઇ જશું. બાકી મંદિર પર દુશ્મનો ગોળા નહિ છોડે."

ભાન ભૂલીને વાઘેરો મંદિરમાં દાખલ થયા. ત્યાં તો મંદિરના ચોગાનમાં બે ગોળા તુટી પડયા. અને ગોદડે ઝાલવા જાય ત્યાં એમાંથી ઝેરી ગેસ છૂટયો. ઓલવવા જનારા આઠે આદમીઓ ગુંગળાઇને ઢળી પડયા. બીજો ગોળો બરાબર મોટા

દેરાના ઘુમ્મટ પર વાગ્યો. એક થંભ ખરેડી પડયો. તે વખતે ત્રાસ પામીને દેવા છબાણીએ હાકલ દીધી:

"ભાઇઓ, હવે દુશ્મનોએ મરજાદ છાંડી છે. અને આપણાં પાપે આ દેવ ને આ દેરાંના ભુક્કા સમજજો. આપણાથી સગી આંખે હિંદવાણાના એ હાલ નહિ જોવાય. ભગવાનની મૂર્તિ તૂટે તે પહેલાં આપણો જ અંત ભલે આવી જાય. નીકળો બહાર."

"પણ કયાં જાશું?"

"આરંભડે થઇને દ્વારકામાં."

ત્યાં તો જાસૂસ ખબર લઇ આવ્યો : "દેવાભા, જમીન માર્ગે આપણે હવે જઇ રહ્યા. નાકાં બાંધીને તોપખાનાં ચાલ્યા આવે છે. ભાળ્યા ભેળા જ ફુંકી દેશે."

રઘુ શામજી નામનો એક ભાટીઓ : ભાંગ્યું તૂટયું અંગ્રેજી બોલી જાણે. એણે વાઘેરાને કહ્યું : "વાષ્ટ કરીએ. બીજો ઇલાજ નથી."

કિનારે આવીને લોકોએ ધોળો વાવટો ચડાવ્યો. સુલેહની નિશાની સમજીને મનવારનો કપ્તાન કિનારે આવ્યો. જુવાન જુવાન વાઘેરો કિલ્લામાં રહ્યા. બુઢ્ઢા હતા તેને કિનારે લઇ ગયા.

કમાન બોલ્યો કે "હથીઆર છોડી દ્યો."

બુઢ્ઢા બોલ્યા "હથીઆર તો ન છડયું, હીં કિલ્લો સોંપી ડયું."

દરમીઆન કિલ્લાના કોઠા પાસેની સાંકડી ગલીમાં ખાડો કરી આડી રૂની મલીઓ ગોઠવી ચાર વાઘેરો તોપમાં ઢાંગલા ધરબીને છુપાઇ રહ્યા. વાઘેરો દગો રમ્યા. જોધો ત્યાં નહોતો.

પાંચસો સોલ્જરો ઉતર્યાં. કાંઠે ચોકી મૂકીને પાંચસો જણા આગળ વધ્યા. વાઘેરોએ રૂની મલી આડેથી તોપ દાગતાં પચીસ સોલ્જરોની લોથોનો ઢગલો થયો. અને તોપો દાગનારા બેય વાઘેરો તલવાર ખેંચીને ફોજમાં ઠેકી પડયા. આખી ફોજને પાછી હટાવી,

ગોળીએ વીંધાઇને બેય જણાએ છેલ્લા "જે રણછોડ !" નો નાદ કર્યો. શ્વાસ છૂટી ગયા.

માણેકે સીંચોડો માંડિયો, વાઘેર ભરડે વાઢ;
સોજીરની કરી શેરડી, ઓર્યાં ભડ ઓનાઢ.

[ માણેકે સંગ્રામ રૂપી સીંચોડો માંડી દીધો. જાણે વાઘેરો વાઢ ભરડવા બેઠા. ગોરા સોલ્જરો રૂપી શેરડી કરી. મોટા શૂરવીરોને પીસી નાખ્યા. ]

ફોજે આથમણી રાંગ છોડીને દખણાદી બાજુ નીસરણી માંડી. સોલ્જરો સીડી ઉપર ચડી રહ્યા છે, ત્યાં "જે રણછોડ !"ના નાદ સંભળાયા. દેવો છબાણી પાંચ વાઘેરોને લઇ દોડયો. નીસરણી નીચે પટકી, ગોરીઆળી વાળો ગીગો તલવાર ખેંચી 'જે રણછોડ !' કરી સોલ્જરો વચ્ચે ઠેકી પડયો. ઉંચેથી વાઘેરોએ એને પડકાર્યો કે "ગીગા ભા ! જેડા ગાડર ગૂડેતા હેડા સોજરા ગુડજા ! (જેવા ઘેટા કાપીએ તેવા સોલ્જરોને કાપજે !)" એ પડકારો સાંભળી એણે ૩૦ સોલ્જરોની કતલ કરી નાખી, અને ફોજને ફક્ત સાત મરદોએ કિનારા ઉપર પાછી કાઢી મેલી. ઘામાં વેતરાઇ ગયેલો બેટનો રક્ષપાલ દેવો છબાણી દ્વારકાધીશની ધજા સામે મીટ માંડીને થોડી વારમાં પ્રાણ છોડી ગયો.

"હવે આપણો સરદાર પડતે આપણે આંહી રહી શું કરશું ? અને હમણાં ફોજ બેવડી થઇને ઉમટશે." એમ કહીને કિલ્લેદારો નાઠા. ગોળાનો વરસાદ ન સહેવાયાથી દ્વારકાવાળા નવસો જણા પણ નીકળી ગયા. કિલ્લાનાં બારણાં ખુલ્લાં મૂકાઇ ગયાં. રખેને હજુ પણ આગબોટો ગોળા છોડે, એવી બ્હીકે બેટના મહાજને કિનારે જઇ ફોજના કપ્તાન ડોનલ સાહેબને ખબર દીધા કે "વાઘેરો બેટ ખાલી કરીને નાસી છૂટયા છે, માટે હવે સુખેથી પધારો બેટમાં !"

## ૧૧

અંધારી રાતે દ્વારકામાંથી ગોરાઓની ગોળીએ વીંધાતા વાઘેરો જીવ લઇને નાસી છૂટયા છે. કોઇ એક બીજાને ભાળી શકતું નથી. કાંટામાં કયાંથી ગોરાની ગોળી વછૂટશે એ નક્કી નથી. દ્વારકા ખાલી કરીને બેભાન વાઘેરો ભાગ્યા જાય છે.

અંધારામાં દોડતા જતા એક આદમીનું ઠેબું એક નીચે પડેલા બીજા આદમીને વાગ્યું. દોડનાર વાઘેર બ્હીનો નહિ, ઉભો રહ્યો. નીચે વળ્યો. પડેલા માણસને પડકાર્યો "તું કોણ?"

ઘાયલ પડેલા આદમીએ આ પૂછનારનો અવાજ પારખ્યો: "કોણ સુમણો કુંભાણી, મકનપુરવાળો તો નહિ?"

"હા, હું તો એજ. પણ તું કોણ?"

"મને ન ઓળખ્યો? સુમણા! હું તારો શત્રુ: તારી અસ્ત્રીને ઉપાડી જનાર હું વેરસી!"

"તું વેરસી! તું આંહી કયાંથી?"

"જખ્મી થઇને પડયો છું. વસઇવાળા મને પડયો મેલીને ભાગી ગયા છે, ને હું પોગું એમ નથી, માટે સુમણા! તું મને મારીને તારૂં વેર વાળી લે. મેં તારો ભારી અપરાધ કર્યો છે."

"વેર? વેરસી, અટાણે તું વેરી નથી. અટાણે તો બાપનો દીકરો છો. વેર તો આપણે પછી વાળશું. વેર જૂનાં નહિ થાય."

એટલું કહીને સુમણાએ પોતાના શત્રુને કાંધ પર ઉઠાવી લીધો. લઇને અંધારે રસ્તો કાપ્યો. ઠેઠ વસઇ જઇને સહીસલામત ઘેર મૂકીને પાછો વળ્યો.



## ૧૨

બેટ અને દ્વારકા ખાલી કરીને જોધો પોતાની ફોજ સાથે ભાગી છૂટયો છે. સાંઢીયા ઉપર નાનાં બચ્ચાંને ખડકયાં છે. અને ઓરતો પોતાનાં ધાવણાં છોકરાંનાં ખોયાં માથા ઉપર લટકાવીને મરદોની સાથે રાતોરાત ઉપડતે પગલે નાસી છૂટી છે. થોડેક જાય ત્યાં સામા વાવડ આવે છે કે "ભાઇ, પાછા વળો. એ રસ્તે સોજીરોની ચોકી લાગી ગઇ છે." એ માર્ગ મેલીને બીજે માર્ગે જાય, તો ત્યાંથી પણ નાકાંબંધી થઇ ગયાના સમાચાર મળે છે.

એમ થાતાં થાતાં આખી રાતના રઝળપાટને અંતે પ્રભાતે વાઘેરોનું દળ પોશીત્રાની સીમમાં નીકળ્યું છે. પાછળ સરકારી વારના પણ ડાબા બોલતા આવે છે. જોધા માણેકે સાદ દીધો કે "ભાઇ, સામે ડાભાળા ખડામાં દાખલ થઇ જાયેં તો જ ઉગારો છે. માટે હડી કાઢો."

ડાભાળો ખડો નામની ગીચ ઝાડી છે, અને ત્યાં દરિયામાંથી એક સરણું વહ્યું આવે છે, તેમાં ધુણા માતાની સ્થાપના છે. એ ઝાડીમાં પહોંચતાં તો બહારવટીયા પ્રભુને ખોળે બેસી જાય એવી વંકી એ જગ્યા હતી. ડાભાળો ખડો એક ખેતરવા રહ્યો એટલે સાથે માતાનો ભુવો હતો તે બોલ્યો કે

"જોધા બાપુ! હવે ભો' નથી. માતાજી ફોજને ખમ્મા: વાંછે છે."

"કેમ કરીને જાણ્યું ભાઇ!"

"આ જુવો, માતાજીની ધજા સામે પવને ઉડે છે. હવે વારના ભાર નથી કે આપણને આંબે. માતાજીએ વગડામાં આંધળાં ભીંત કરી મેલ્યાં હશે."

ડાભાળા ખડામાં જઇને બહારવટીયાઓએ પડાવ નાખી દીધો. ચોફરતી ચોકીઓ ગોઠવાઇ ગઇ. ભેળી ઘટીઓ લીધેલી તે માંડીને વાઘેર ગરાસણીઓ દાણા દળવા બેસી ગઇ. જોધા માણે-કનો દાયરો પણ રાજાની કચારી જેવો દિવસ બધો ભરાયલો જ રહેવા લાગ્યો. સહુ આગેવાનો આ ઓચીંતી ઉથલ પાથલને યાદ કરી કરી, શું થઇ ગયું તેના વિચારમાં ડુબી ગયા. જાણે સ્વપનું આવીને ઉડી ગયું. જોધાજીએ માણસોને પૂછ્યું,

"દ્વારકાના કાંઇ વાવડ ?"

"વાવડ તો બહુ વસમા છે બાપુ ! સોજીરોએ દેરાં માથે અકેકાર ગુજારવા માંડયો છે."

"શું થયું ભાઇ ?"

"દખણામૂરતીની પ્રતિમાજીના જમણા હાથની આંગળીયું અને નાસકા ખંડિત કરી. બીજી મૂર્તિયુંને પણ ભાંગફોડ કરી"

"હા ! હા !" કહી જોધાએ આંખ મીંચી.

"બીજું એટમાં તો આપણે કિલ્લો ખાલી કર્યાની રાતે જ સોજીરો દાખલ થઇ ગયા, વળતે દિ' સવારમાં ડોનવેલ સાબે સોજીરૂંને લૂંટ કરવાનો હુકમ દીધો."

"લૂંટ કરવાનો હુકમ ?"

"હા બાપુ. લૂંટ કરવાનો હુકમ દીધો, એટલે પેલા પરથમ તો કરાંચીના વહાણોમાં દારૂ સંઘરેલો હતો ઇ હાથ લાગ્યો એટલે સોજીરો પી પીને ચકચૂર થયા. પછી ઉઘાડી તરવારે કૂતરાંની, મીંદડાંની, ઢોર ઢાંખર જે મળ્યું તેની અને રૈયતનાં નિર્દોષ માણસુંની વિના કારણ કતલ કરવા લાગ્યા."

"હં !" કહીને જોધા માણેકે નિસાસો મેલ્યો. બીજા બેઠેલા, તેઓના પંજા પટોપટ પોતાની તરવાર માથે ગયા. આ જોઇને જોધાજી બોલ્યા " ધીરા થાવ ભાઇ ! હજી વાત અધુરી છે. પછી કેમ થયું ભાઇ ?"

"મંદિરની દિવાલ તૂટી હતી તેમાંથી એક સોનાની પાટ જડી. ગોરાને લાગ્યું કે દિવાલોમાં રોગી પાટો જ ભરી હશે ! એટલે વળતે દિ' સોલ્જરોની પલટન કિલ્લાને સુરંગ દઇને ફુંકી નાખવા માટે આવી. વસ્તીએ કાલાવાલા કર્યા કે આમાં અમારાં દેરાં છે, ને દેરાંમાં મૂર્તિયું છે. માટે જાળવી જાઓ. પલટનનો સાહેબ બોલ્યો કે "બે કલાકમાં તમારી મૂર્તિ ઉઠાવી જાઓ, નહિ તો ટુકડો ય નહિ રહે." મૂર્તિઓ ઉપાડીને રાધાજીની ગાશાળામાં પધરાવી, અને ચાર પડખેથી સુરંગ ભરીને ફોજવાળાઓએ આખો કિલ્લો અને ભેળા તમામ દેરાંને ફુંકી દીધાં. અટાણે તો ત્યાં દિવસે ય ખંડેરો ખાવા ધાય છે. રાતે તો ઉભા રહેવાતું નથી."

"અને હવે ?"

"હવે તો હાંઉ, લૂંટ આદરી છે. દેરાંમાંથી નાણાં મળતા જાય છે તેમ તેમ લૂંટારાઓને ઉમંગ ચડતો જાય છે. ભગવાનને પહેરાવવાના અઢળક દાગીના, રોકડ....

"અને વસ્તીએ પોતાનાં ઘરાણાં નાણાં દેરામાં સાચવવા મેલ્યાં છે તે ?"

"તે પણ ભેળાં જ જાશે બાપુ ? કોણ ભાવ પૂછશે ?"

"રણછોડરાય ! રણછોડરાય ! અમારાં પાપ આંબી ગયાં ! સૂકાં ભેળાં લીલાં ય બળી જાશે. સત્યાનાશ વ્હોર્યું, મુરૂભા !" એમ બોલતો બુઢ્ઢો ચોધાર આંસુડે રોવા લાગ્યો.

આમ વાત થાય છે ત્યાં ખેભર્યો, સાંઢીઓ ઝાડીમાં દોડ્યો આવે છે, અને માર્ગે બેઠેલ અસવાર, સાંઢીયો ઝૂક્યો ન ઝૂક્યો ત્યાં તો ઉપરથી કુદકો મારીને ડાયરામાં શ્વાસ લીધા વિના વાવડ આપે છે :

"આપણી ગોતમાં ફોજું દસે દશ્યે પાટકે છે. એક પલટન વશી ગઈ'તી, ત્યાં કોઈ બારવટીયો તો હાથ લાગ્યો નહિ, એટલે ફોજવાળાએ ગામને આગ લગાડી અને ધરમશાળાને સુરંગ નાખી ફુંકી દીધી."

"વશી બાળી નાખ્યું ? માંહીની વસ્તીનું શું થયું ?"

"કો'ક ભાગી નીકળ્યાં, ને કો'ક સળગી મર્યાં. ઢોર ઢાંખર તો ખીલે બાંધેલાં જ સસડી મુવાં હશે."

"પછી ફોજ કેણી કોર ઉતરી ?"

"સગડ લીયે છે. પોશીતરા, સામળાસર અને રાજપરા સુધી પગેરૂં ગયું છે. ને હમણાં અહીં આવ્યા સમજો બાપુ !"

"હવે આપણને કોણ સંઘરશે ? દોઢ હજાર માણસોને સંતાવા જેવી વંકી જગ્યા હવે ફક્ત એક જ રહી છે. હાલો ભાઈ, આભપરો આપણને આશરો દેશે."

પોરબંદર અને નગર રાજ્યના સીમાડા ઉપર પંદરેક ગાઉમાં બરડો ડુંગર પથરાયો છે, અને એના જામનગર તાબાના ઉંચેરા ભાગને 'આભપરો' નામે ઓળખવામાં આવે છે. આભપરો આભની સાથે જ વાતો કરી રહ્યો છે. જેઠવા રાજાઓને કાજે ભૂતના હાથે બાંધેલ હલામણ જેઠવાનું ઘુમલી નગર, કે જ્યાં હલામણની વિજોગણ સુંદરી સોનનાં આંસુડાં ટપકયાં હતાં; જ્યાં રાખાયત નામનો ફુટતી મૂછોવાળો બાબરીયો જુવાન ગાયોનાં ધણ દુશ્મનોના હાથમાંથી વાળવા જતાં મીંઢોળ સોતો મોતની સેજમાં સુતો હતો અને એની વાંસે વિલાપ કરતી વિજોગણ સોન કંસારીએ જેઠવા રાજાની કૂડી નજરમાંથી ઉગરવા બરડાઈ બ્રાહ્મણોનો ઓથ લઈ, રાજાની કતલમાં સવા શેર જનોઈ ઉતરે તેટલા અટંકી બ્રાહ્મણોને વઢાવ્યા હતા; જ્યાં વેણુ નદીને કાંઠે રાણા મેહ જેઠવાએ, ઉજળાવરણી ને ઉજળાંલક્ષણી ઉજળી નામની ચારણ–કન્યાની પ્રીતિના કાલાવાલા નકારી, એના શાપથી ગળત કોઢમાં ગળવાનું કબુલી લીધું હતું.

એવા આભપરા ડુંગર ઉપર રાજા શીલકુમાર જેઠવાએ ભૂતને હાથે બંધાવેલાં કાળુભા, કચોળીયું ને સાકુંદો નામનાં ત્રણ પૂરાતની તળાવ છે. એ તળાવની પાળે ઝાડવાંમાં ને પોલા પાણાઓની બખોલોમાં વાઘેરોના કબીલાએ ધંટીઓ માંડીને ગામ વસાવ્યું. નીચેના બરડા મુલકમાંથી અને નગરનાં પરગણાં-માંથી ખેડુતોની ખળાવાડોમાંથી ખોરાકી પૂરતા દાણા પાડા ઉપર લાદી લાદીને લાવવા લાગ્યા. અને જોધાની મુખમુદ્રા ઉપર મરણીયાપણાના રંગ તરવરી ઉઠયા : જોધો પોતાના ખરા રૂપમાં આવ્યો. એણે અંગ્રેજોની સાથે મહા વેર જગાડયું : એનું દિલ પ્રભુની સાથે લાગી ગયું :

મનડો મોલાસેં લગાયો
જોધો માણેક રૂપમેં આયો !

કમરૂં કસીને માણેકે બંધીયું અલા !
ગાયકવાડકે નમાયો—જોધો૦

કેસર કપડાં અલાલા ! માણેકે રંગીયાં ને
તરવારેસેં રમાયો—જોધો૦

જોધા માણેકજી ચડી અસવારી અલા !
સતીયેંકે સીસ નમાયો—જોધા૦

ઉંચું ટેકરો આભપરેજો અલ્લા !
તે પર દંગો રચાયો—જોધો૦

શેખ ઇસાક ચયે સૂણો મુંજા સાજન !
દાતાર મદતેમેં આયો—જોધો૦

[ જોધો માણેક સાચા રૂપમાં આવ્યો. એણે પોતાનું દિલ પ્રભુ સાથે લગાવી દીધું. માણેકે કસી કસીને કમર બાંધી. દુનિયામાં ડંકો

બજાવ્યો. કેસરીયાં કપડાં રંગીને માણેક તરવારે રમ્યા. જોધા માણેકની અસવારી ચડી. પાદરમાં સતીઓના પાળીઆ હતા તેને જોધાજીએ માથું નમાવી પ્રણામ કર્યા. આભપરાના ઉંચા ટેકરા ઉપર ધીંગાણું મચાવ્યું. કવિ શેખ ઇસાક કહે છે કે ઓ મારા સ્વજનો ! સાંભળો ! એની મદદમાં દાતાર આવ્યો. ]



## ૧૩

દ્વારકાના અંગ્રેજ હાકેમના બંગલામાં મડમ મેરી પોતાના સ્વામી બારટન સાહેબની સાથે જીકર લઇ બેઠી છે : સાહેબ ઓરતને સમજાવે છે:

"મેરી, તું હઠીલી થા નહિ આજ આપણે આંહી સરકારી હાકેમ બનીને આવેલ છીએ. આંહી વાઘેરોનું બહારવટું સળગે છે. આપણે સેલગાહે નથી આવ્યા!"

"ના ના. ચાહે તેમ કરો, મારે જોધા માણેકને જોવો છે. એની બહાદુરીની વાતો સાંભળ્યા પછી મારી ધીરજ રહેતી નથી."

"પણ એ બહારવટીયો છે, બંડખોર છે. એના શિર પર અંગ્રેજોની કતલનો આરોપ ઉભો છે. એને છુપા મળાય જ નહિ. એને તો જોતાં જ ઝાલી લેવો જોઇએ."

"એક જ વાત સ્વામી! મારે એ શુરવીરને નિરખવો છે."

સાહેબનો ઇલાજ ન રહ્યો. એણે જોધા માણેકને આભપરેથી ઉતારી લાવવા માટે દ્વારકાવાળા રામજી શેઠને આજ્ઞા કરી. રામજી શેઠ અકળાયો.

"સાહેબ, એકવચની રહેશો! દગો નહિ થાય કે?"

"રામજી શેઠ, મારી ખાનદાની પર ભરોસો રાખીને બોલાવો."

રામજીએ આભપરાની ટોચે છુપા સમાચાર પહોંચાડ્યા કે "જોધાભા આવી જજો. સમાધાની થાય તેવું છે."

જોધો ઉતર્યો. ઓખાનું માણેક ઉતર્યું. રૂપની તો સોરઠમાં જોડી નહોતી. આજાનબાહુ : મસ્ત પહોળી છાતી : બાજઠ જેવા ખંભા: વાંકડી મૂછો: જાડેજી દાઢી: મોટી મોટી આંખોમાં મીઠપ ભરેલી : ને પંડ પર પૂરાં હથીઆર : આજ પણ ભલભલાઓ પોતાના વડીલોને મ્હોંયેથી સાંભળેલી એ વાઘેર રાજાનાં અનોખાં રૂપની વાતો કરે છે.

ગામ બહારની ગીચ ઝાડીમાં આવીને જોધાએ પડાવ નાખ્યો. રામજીભાને સમાચાર મોકલ્યા. રામજી શેઠ મડમ પાસે દોડ્યો. સવારથી મડમનું હૈયું હરણના બચ્ચાની માફક કૂદકા મારતું હતું. આજ કાઠીઆવાડી જવાંમર્દીનો નમૂનો જોવાના એના કોડ પૂરા થવાના છે. અંગ્રેજની દીકરીને બહાદૂર નર નિરખવાના ઉછરંગ છે.

"મડમ સાબ! જોધો માણેક હાજર છે."

"ઓ! ઓ! એને આંહી ન લાવજો! આંહી ન લાવજો! કદાચ સાહેબ કયાંઇક દગો કરે! આંહી કચેરીમાં નહિ, પણ બહાર જંગલમાં જ મળવાનું રાખજો!"

મેરીના અંતરમાં ફિકરનો ફફડાટ હતો. પોતાના ધણી ઉપર પણ એને પૂરો વિશ્વાસ નહોતો બેસતો.

સાહેબે ખુશીથી બહાર જઇને મળવાનું કબુલ કર્યું. રામજી શેઠ પોતાના રાજાને ખબર દેવા ગયા. એ બુઢ્ઢા ભેરૂને દેખતાંની વાર જ જોધો સામે દોડ્યો. ભાટીઆને બથમાં ઘાલીને મળ્યો અને ઉભરાતે હૈયે બોલ્યો "રામજી ભા! જીરે જીરે મલ્યાસીં પાણ! પાંકે તો ભરોંસો ન વો!" [ રામજીભાઇ! જીવતાં જીવત આપણે મળ્યા ખરા! મને તો ભરોસો નહોતો. ]

રામજી શેઠની છાતી પણ ભરાઇ આવી. ભેળો પોતાના દીકરાનો દીકરો રતનશી, દસ વરસનો હતો, તે આ ભાઇબંધીનાં હેત જોઇ રહ્યો. [ રતનશી આજે બેટમાં હયાત છે. ]

સાહેબ આવ્યા. મડમ આવ્યાં. બન્નેએ જોધાની સાથે હાથ મિલાવ્યા. ગોરાં વરવહુ એ ઘઉંવરણા અને અભણ બળવાખોરની ખાનદાન મુખમુદ્રા સામે પ્રેમભીની મીટ માંડી જોધાની રેખા યે રેખાને જાણે પીવા લાગ્યાં. સાહેબ મડમ સામે જુવે, ને મડમ સાહેબ સામે જુવે. એયની આંખો જાણે જોધાને માટે કાંઇક વાતો કરી રહી છે. મડમનું અબોલ મ્હોં જાણે કરૂણાભરી ભાષામાં કહી રહ્યું છે કે "ઓખા મંડળનો સાચો માલીક તો આ આપણે તો ફકત બથાવી પડયા. આનાં બાળ બચ્ચાંનું શું? એની ઓરત કયાં જઇ જન્મારો કાઢશે? કાંઇ વિચાર થાય છે?"

મડમની આંખો પલળતી દેખાણી. બાર્ટને કહ્યું "જોધા માણેક! તમે આંહી મારી પાસે નજરકેદ રહેશો? હું તમારૂં બહારવટું પાર પડાવું. તમારો ગુન્હો નથી. ગુન્હો તો તમને ઉશ્કેરનારનો છે. આંહી રહો. હું તમારે માટે વિષ્ઠિ ચલાવું."

જોધાએ રામજીભા સામે જોયું. રામજી તો વટનો કટકો હતો. તેણે કહ્યું "ના સાહેબ, જોધોભા તો ઓખાનો રાજા છે. એને નજરકેદ ન હોય, એ તો છુટો જ ફરશે. બાકી હું એનો હામી થઇને રહેવા તૈયાર છું."

"રામજી શેઠ! હું દિલગીર છું, કાયદાએ મારા હાથ બાંધી લીધા છે. એને હામી ઉપર ન છોડાય. તમે એને આંહી રહેવા દ્યો. હું એને રાજાની રીતે રાખીશ."

"ના! ના! ના!" બુઢ્ઢા રામજીએ ડોકું ધુણાવ્યું; "મારે ભરોસે આવેલા મારા રાજાને માથે કયાંઇક દગો થાય, તો મારી સાત પેઢી બોળાય! હું ન માનું, જોધાભા! પાછા વળી જાવ."

સાહેબે અફસોસ બતાવ્યો. મડમ તો બહારવટીયાની મુખ-મુદ્રા ઉપર ઉઠતા રંગોનેજ નિરખે છે. આખરે જોધો ઉઠયો. સાહેબ મડમે ફરી હાથ મિલાવ્યા. કાળી મોટી આંખોમાંથી મીઠપ નીતારતો બહારવટીયો રણછોડરાયના મંદિર તરફ ઉભો રહ્યો. હાથ જોડયા. આભપરા દીમનો વળી નીકળ્યો. એનાં નેત્રો બોલતાં હતાં કે "ઓખાને છેલ્લા રામરામ છે!"

ઝાડીમાં એનાં પગલાંના ધબકારા સાંભળતી મડમ કાન દઇને ઉભી રહી.



## ૧૪

દાત્રાણા ગામના ચોરા ઉપર માણસોનો જમાવ થઇ ગયો છે; અને એક ગોરો સાહેબ કમરમાં તલવાર, બીજી કમરે રીવોલ્વર, છાતી ઉપર કારતૂસોનો પટો, સોનાની સાંકળી વાળી ટોપી, ગોઠણ સુધી ચળકાટ મારતા ચામડાના જોડા, પહાડ જેવો ઘોડો અને ફક્ત પાંચ અસવારો, એટલી સજાવટ સાથે ઉભો ઉભો ગામના પટેલને પૂછે છે "કીધર ગયા બારવટીયા લોગ ?"

પટેલ જવાબ આપતાં અચકાય છે. એની જીભ થોથરાય છે. કોઇ જઇને બહારવટીયાને બાતમી આપી દેશે તો પોતાના જ ઓધામાં બારવટીયા પોતાને જીવતો સળગાવી દેશે એવી એના દિલમાં ફાળ છે. સાહેબે પોતાનો પ્રભાવ છાંટયો કે

"ગભરાયગા, ઓર નહિ બોલેગા, તો પકડ જાયગા, હમ હમારા બલોચ લોગકો તુમારા ઘર પર છોડ દેગા. વાસ્તે સીધા બોલો, કીધર હે બારવટીયા ?"

"સાહેબ, ચરકલા, ગુરગઢ અને દાતરડાના પાદરમાં થઇને બહારવટીયા ભવનેશ્વરના ડુંગરમાં ને પછી આભપરા માથે ગયા છે."

" કિતના આદમી ?

" બારસો ! "

" રોટી કોન દેતા હે ? "

" સાહેબ, અમારા ગામનો પાડાવાળો પોતાનો પાડો છોડાવવા આભપરે ગયો'તો, એ નજરે જોયેલ વાત કહે છે કે બારસો યે જણા પડખેની ખળાવાડોમાંથી બાજરો લાવીને ફક્ત એની ધુધરી બાફીને પેટ ભરે છે. અને જોધો માણેક બોલ્યો છે કે જામ સાહેબના મુલકમાં પૈસા વઢીયે ખાધાનું મળશે તો ત્યાં સુધી અમારે લોકોને લૂંટવા નથી. નીકર પછી મોટાં ગામોને ધમરોળવાં પડશે."

"અચ્છા! સરકાર ઉસકી ચમડી ઉતારેગા!"

એટલું કહીને રતુંબડા મોઢાવાળા સાહેબે ઘોડો દોટાવી મૂકયો. માર્ગે સાહેબને વિચાર ઉપડે છે : બાલબચ્ચાં, ઓરતો ને મરદો પોતાના નોકને ખાતર બાજરીનાં બાફણાં ઉપર ગુજારો કરે છે, એના સામે ટક્કર ઝીલવાનું આ ભાડુતી માણસોનું શું ગજું છે?"

---



૧૫

આ ભાપરા ઉપર દિવસ બધો ચોકી કરતા કરતા બહારવટીયા જૂના કોઠાનું સમારકામ ચલાવે છે અને રાતે દાયરો ભેળો થઇ દાંડીયા રાસ રમે છે. વાઘેરણો પોતાના ચોક જમાવીને ડુંગરનાં યે હૈયાં પુલાય એવે કંઠે રાસડા ગાય છે. એવા ગુલ્તાનને એક સમે ચોકીદારે જોધાની પાસે આવીને જણાવ્યું કે "બાપુ, હેઠલી ચોકીએથી વાવડ આવ્યા છે કે ચાર જણા તમને મળવા રજા માગે છે."

"કોણ કોણ ?"

"દેવડાનો પટલ ગાંગજી, સંધી બાવા જુણેજાનો દીકરો, ને એ સૈયદ છે."

"સૈયદ ભેળા છે ? ત્યારે તો નક્કી વષ્ટિ સાટુ આવતા હશે. સૈયદ તો મુસલમાનોનું દેવસ્થાનું કે'વાય. ગા' ગણાય. એને આવવા દેજો ભા !"

એક પછી એક નાકું અને ચોકી વળોટતા ચારે મહેમાનો આભપરાના નવા રાજાઓના કડક બંદોબસ્તથી દંગ થાતા થાતા આવી પહોંચ્યા. જોધા માણેક તથા મુળુ માણેકને પગે હાથ દઇને મળ્યા. બોલ્યા કે "જોધા ભા ! વેર ગાયકવાડ સામે, અને શીદ જુનાગઢ જામનગરને સંતાપો છો ? અમે તમારૂં શું બગાડયું છે ?"

"ભાઇ, અમને સહુને જેર કરવા સાટુ તમારાં રજવાડાં શીદ ગાયકવાડ અને અંગ્રેજની સાથે ભળ્યાં છે, તેનો જવાબ મને પ્રથમ આપો. અમે એનું શું બગાડયું છે ?"

"પણ કોઇ રીતે હથીઆર મેલી દ્યો ? સરકાર ગઇ ગુજરી ભૂલી જવા તૈયાર છે."

"ખબરદાર વાઘેર બચ્ચાઓ !" વીધો સુમણીઓ ખુણા-માંથી વિજળીને વેગે ઉભો થયો, 'હથીઆર મેલશો મા નીકર મારી માફક કાળાં પાણીની સજા સમજજો. રજપૂત પ્રાણ છોડે, પણ હથીઆર ન છોડે."

જોધાએ મહેમાનોને હાથ જોડી કહ્યું કે "એ વાત મેલી દ્યો. અમને હવે ઇશ્વર સિવાય કોઇ માથે ભરોસો નથી. અને મેં તો હવે મારા મોતની સજાઇ પાથરી લીધી છે. હું હવે મારો માનખ્યો નહિ બગાડું."

પહાડ ઉપર જે કાંઇ આછી પાતળી રાબડી હતી તે પિરસીને મહેમાનોને જમાડયા. હાથ જોડી બોલ્યો કે "ભાઇયું ! આપ તો ઘણુ જોગ, પણ અસાંજી સંપત એતરી !"

છેક છેલ્લા ગાળાની ચોકી સુધી મહેમાનોને વાઘેરો મૂકી આવ્યા.

## ૧૬

સરકારનો હુકમ છૂટયો કે નગરનું રાજ્ય જાણી બુઝીને જ આભપરામાં બહારવટીયાને આશરો આપે છે. માટે જો નગરની ફોજ એને આભપરો નહિ છોડાવે, તો નગરનું રાજ ડલ થઇ જશે. જામના કારભારી ને વજીર લમણે હાથ દઇને વિચાર કરવા લાગ્યા. ઘણી ઘણી વિષ્ટિ ધૂમલીના ડુંગર ઉપર જામ રાજાએ મોકલી, પણ વિષ્ટિવાળા લાચાર મ્હોંયે પાછા વળ્યા.

જામે કચેરીમાં પૂછ્યું: "લાવો વષ્ટિવાળાઓને. બાલીયા રેવાદાસ ! તમને શું કહ્યું ?"

"બાપુ ! જામને ચરણે હથીઆર છોડવા વાઘેરો તૈયાર છે. પણ અંગ્રેજોને પગે નહિ."

"હાં. બીજું કોણ ગયું'તું ?"

"બાપુ, અમેઃ પબજી કરંગીયો ને મેરામણ."

"શા ખબર ?"

"એજ : કહે છે કે આ જગ્યા નહિ છોડીએ. અમારી રોજીની વાત ગળામાં લઇને જામ જો ચારણ ભાટની જામીનગીરી આપે, તો જામના કૂતરા થઇને ચાલ્યા આવવા તૈયાર છીએ. પણ સરકારનો તો અમને ભરોસો નથી."

"કેમ ?"

"એકવાર હથીઆર છોડાવીને વિશ્વાસઘાત કર્યો માટે !"

"કેટલા જણ છે ?"

"પંદરસેં હથીઆરબંધ : અરધ બંદૂકદાર, ને અરધા આડ હથીઆરે."

"શું કરે છે?"

"જૂનો કોટ સમારે છે."

ફેસલાવવાની આશા છોડી દઈને દરેક મોટા મોટા રાજ્યે પોતપોતાની ફોજો ભેળી કરી. ૭ ૭ બાજુએથી ઘેરો ઘાલ્યો.



## ૧૭

માગશર વદ નોમની પાછલી રાતે શિયાળાનો ચંદ્રમા અનોધાં તેજ પાથરતો હતો. આભપરાની ટુંકો એ તેજમાં તરબોળ બની ન્હાતી હતી. ધૂમલીનાં દેવતાઇ ખંડેરોની —એ તળાવો, વાવો, કૂવાઓ, દેરાંઓ ને ભોંયરાંઓની એકવાર અલોપ થઇ ગયેલી દુનિયા જાણે ફરીવાર સજીવન થઇ ગઇ હતી. કડકડતી ટાઢમાં પહેરવા પૂરાં લુગડાં ન હોવાથી વાઘેરનાં બચ્ચાં તાપણાંની આસપાસ પોઢતાં હતાં. ચોકીદારો બોકાનાં વાળીને પોતાનાં અધઉઘાડાં અંગ ભડકા કરી કરીને તાપતા હતા. તે વખતે મોડપરના ગઢ ઉપરથી તોપના એક....બે...ને ત્રણ બાર થયા.

તોપ પડતાં જ ગાળે ગાળેથી ફોજો ચડી. ધ્રૂમલીની દિશાએથી કંસારીની કેડીએ નગરનાં છસો માણસોની હાર બંધાઇ : દાડમાની કેડીએ ને નક્ષઝરની કેડીએ બસો બસો સરકારી પલ્ટનીયાએ પગલાં માંડયાં. કિલ્લેસરથી ત્રણસે અને દંતાળો ડુંગર હાથ કરવા માટે સાડા પાંચસો ચડયા.

એમ આશરે બે હજાર ને ત્રણસો પૂરેપૂરા હથીઆરધારીઓએ વાઘેરોને વીંટી લીધા. જાણ થાતાં જ બહારવટીયાએ સામનો કરી હાકલ દીધી કે "હલ્યા અચો મુંજા પે! હલ્યા અચો! [હાલ્યા આવો મારા બાપ! હાલ્યા આવો!]

વાઘેર બચ્ચાના મ્હોંમાંથી ભર લડાઇમાં પોતાના કટ્ટા અને અધમ શત્રુની સામે પણ "હલ્યા અચો મુંજા પે!" સિવાય બીજો સખૂન કદિ નીકળ્યો નહોતો. મહેમાનને આદરમાન આપતા હોય, અને શત્રુઓને ઉલટા શૂરાતન ચડાવતા હોય એવા પોરસના પડકારા દઇ પચાસ પચાસ બહારવટીયાના જણે જેવે તેવે હથીઆરે આ કેળવાયેલી ને સાધનવાળી પલ્ટનોનો સામનો કર્યો. મરદની રીતે ટપોટપ ગોળીએ વીંધાતા ગયા. કંસારીનાં દેરાંનો મોરચો, આશાપરાના ધડાની ચોકી, વાણુનો ધડો, એમ એક પછી એક ચોકીઓ પડતી ચાલી.

બીજી બાજુથી સરકારે પાન્તર ગામના રબારી માંડા હોણને ભોમીઓ બનાવી, એના એક સો રબારીઓને ખંભે રબરની અને કાગળની તોપો ઉપડાવી આભપરે ચડાવી. દિવસ ઉગ્યો અને તોપો છૂટી. કાળુભા અને સાકુંદા તળાવમાં ગોળા પડયા. પાણી છોળે ચડયાં. સૂરજને પગે લાગતો જોધો બોલ્યો કે "થઇ ચૂક્યું. આપણા પીવાનાં પાણીમાં ઝેરના ગોળા પડયા. હવે આભપરો છોડીને ભાગી છૂટીએ."

પોતાનાં સાતસો જુવાનોને આભપરે સૂવાડીને બારવટીયાએ દંતાળાને ડુંગરે એક દિવસનો ઓથ લીધો. જોધા માણેકે આ પ્રમાણે ટુકડીઓ વ્હેંચીઃ

"મુરૂભા ! તું એક સો માણસે માધવપૂરની કોર, પોરબંદર માથે ભોંસ કર."

"દેવા ભા ! તું એક સો માણસે હાલારમાં ઉતરી ગોંડળ જામનગરને ઉંઘાવ."

"હું પોતે ગીરમાં ગાયકવાડને ધબેડું છું."

"વેરસી ! તું ઓખાને ઉંઘવા મ દેજે !

"ધના ને રાણાજી ! તમે બારાડીને તોબા પોકરાવો !"

"ભલાં !" કહીને સહુએ જોધાની આજ્ઞા શિર પર ચડાવી. રાત પડતાં અંધારે નોખનોખી ટુકડીઓ, ઓરતો ને બચ્ચાં સહિત પોતપોતાને માર્ગે ભૂખી તરસી ચાલી નીકળી.

## ૧૮

*કોડીનાર મારીને જાય

ઓખાનો વાઘેર કોડીનાર મારીને જાય !
ગોમતીનો રાજા કોડીનાર મારીને જાય !

આમથણે નાકેથી ધણુ વાળીને
ઉગમણે નાકે લઇ જાય—ઓખાનો૦

નીસરણીયું માંડીને ગામમાં ઉતર્યાં ને
બંદીવાનની બેડીયું ભંગાય—ઓખાનો૦

---

*કીનકેઇડ સાહેબે બહારવટીયાનાં આવાં કેટલાંક કાઠીઆવાડી રણગીતોને 'Ballad' નામ આપી, અંગ્રેજી ભાષામા ઉતાર્યાં છે. પોતે ભાષાન્તર કરવામાં અતિશય છૂટ લેતા હોવાથી એના અનુવાદો અસલ ગીત કરતાં સરસ થાય છે. અને કેટલાક વાર તો જૂનાં સાથે મીંડવવા જતાં પંક્તિઓ મળતી નથી. નીચેનું Ballad આ ગીતનું જ ભાષાન્તર હોવાનું દિસે છે. એમાં કેટલીક પંક્તિઓ મળતી નથી. કેટલીક

કોડીનાર મારીને જોધાભા ગાદીએ બેઠા ત્યારે
કોડીનારનો ધણી કોઇ ન થાય—ઓખાનો૦

હાયરો કરીને કસુંબા રે કાઢીયા ને
સાકરૂંના ઠુંગા વેંચાય—ઓખાનો૦
રંગડા વાઘેરને દેવાય—ઓખાનો૦

ખરે રે બપોરે બજારૂં લુંટીયું ને
માયાના સાંઢીયા ભરાય—ઓખાનો૦

બ્રામણુ સૈદુંને દાન તો દીધાં ને
ગામમાં મીઠાયું વેંચાય—ઓખાનો૦

ગાયું કેરે ગોંદરે નીર્યા કપાસીયા ને
પાદરે ચોરાસી જમાય—ઓખાનો૦

દેસ પરદેસે કાગળો લખાણા ને
વાતું તારી વડોદરે વંચાય—ઓખાનો૦

હૈયાની ધારણે બોલ્યા રે નથુનાથ
તારા જસડા ગામોગામ ગવાય—ઓખાનો૦

---

વધુ ઘટનાઓ વર્ણવી છે. કદાચ એ ઘટનાવાળી મૂળ પંક્તિઓ મારા શોધેલા ગીતમાંથી ઉડી ગઇ હશે. 'Outlaws of Kathiawar'ના પૃષ્ઠ ૩૮ પર એ લખે છે કે:—

I have unearthed the following ballad which is written in a gay, jingling metre, and affords relief after the somewhat wearisome quatrains of the Kathi bards:—

1

O! fair Kodiuar, she stands on the cursed
mahratta's lands,

[ In heavens there was neither moon nor star !]

They were waghirs strong and tall and
they climbed the loop–holed wall;
Then was heard the Banias' wail but
their tears had no avail,
When the king of Okha looted Kodinar.

2

Then a mighty feast he made for the
twice–born and the Dhed,
And the sweet–balls they were scattered
free and far,
Though each Brahmin ate and ate, yet he
emptied not his plate,
When the lord of Gomti looted Kodinar.

3

And they revelled late and longer, and they
chanted many a song.
( O his glory there is nothing that can mar
And the Bhats for gifts did come
and they thumped the kettle drum;
When the prince of Dwarka looted Kodinar.

4

And he gave with open hand to each
maiden in the land
As the sat bedecked within the bridal car,
Though the sports they scarce could tell, not
a single waghir fell;
When Jodha Manik looted Kodinar.

"કોડીનાર ભાંગવા આવું છું. આવજો બચાવવા!" એમ પ્રથમથી જ ગાયકવાડ રાજને જાસો દઈ, ગિરના ગાળા ઓળંગતો ઓળંગતો બુઢ્ઢો જોધો માણેક પરોઢિયાને અંધારે કોડીનારના કોટની રાંગે આવી પહોંચ્યો.

આખી ગાયકવાડી ફોજ તો ગામમાંથી ભાગી છૂટી હતી, પણ ગામને ઝાંપે કોઠા ઉપર એક આદમી અડગ હિમ્મતથી ઉભો હતો. વાઘેરો આવ્યા તેને એ એકલ આદમી સનકાર પડેલા કોઠામાંથી બંદૂક ચલાવી ગોળીએ વધાવતો હતો. એનું નામ આદમ મકરાણી.

"વાહ જમાદાર!" વાઘેરોએ એ વીરને નીચે ઉભાં ઉભાં પડકાર્યો; "શાબાસ ભાઈ! ગાયકવાડના આટલા સિપાઈમાં એક તેં જ નીમક સાચું કર્યું. હવે બારો નીકળી જા, તારે માર્ગે પડ, તારૂં નામ કોઈ ન લીયે."

આવી શાબાસીને આદમ મકરાણી ન સમજી શકયો. હતો બહાદૂર, પણ ખનની મોટપનો છાંટો ય નહોતો. એણે ગાળો દેવા માંડી. વાઘેરોએ ફરીવાર એને ચેતાવ્યો કે "જમાદાર! જબાન સમાલો! અને ઉતરી જાઓ. અમે ઘા નથી કરતા, માટે ખાનદાન બનો."

પણ આદમે ખાનદાની ન ઓળખી. એણે હલકટ બોલ કાઢવા માંડયા. અને દગો કરીને એણે મૂળુ માણેકના ભાણેજ ઉપર ગોળી છોડી. ભાણેજની લોથ નીચે પડતાં જ વાઘેરોએ જોધા સામે જોયું. જોધાએ આજ્ઞા દીધા :

"હાણે કુત્તો આય, સિપાઈ નાંય. હાણે હીંકે હણો! (હવે એ કુતરો છે. સિપાઈ નથી રહ્યો. હવે એને મારો!)

એ વેણ બોલાતાં જ મીયા માણેકની બંદુક છૂટી. એકજ ભડાકે આદમ મકરાણીને કોઠા ઉપરથી ઉપાડી લીધો.

આદમને ખતમ કરીને જ્યાં દિવાલ પર ચડવા જાય છે ત્યાં ગામ વચ્ચોવચ્ચની એક મેડીમાંથી તોપનો માર થયો. એક

પછી એક ગોળા પડવા લાગ્યા. જોધો જોઇ રહ્યો : "આ કોણ જાગ્યો ?"

જાણભેદુએ કહ્યું "કોડીનારના નગર શેઠ કરસનદાસની એ મેડી, જોધાભા ! અરબસ્તાન સુધી એનાં વ્હાણ હાલે છે."

"વાણીએ તોપો માંડી ?"

"જોધાભા ! એ તો નાઘેર કાંઠાનો વાણીઓ : રજપૂત જેવો."

ધડ ! ધડ ! ગોળા આવવા લાગ્યા, તે વખતે જોધા માણેકની મીટ પોતાના એક ભેરૂબંધ ઉપર મંડાણી. ભેરૂબંધ સમજી ગયો. કાઠીઆવાડનાં રાજસ્થાન માંહેલો એ એક જાડેજો ઠાકોર હતો. કરડો, કદાવર અને બંદૂકનો સાધેલ એ રજપૂત આંબલી પર ચડયો. બરાબર તોપવાળી મેડીમાં તીણી નજર નોંધીને એણે ભડાકો કર્યો. નગરશેઠના આરબ ગોલંદાજને વીંધી લીધો.

ગોલંદાજ વીંધાતાં જ મેડી પરથી વાણીઆએ શરણાગતિની કપડી કરી. (ધોળો વાવટો બતાવ્યો.) પછી જોધો માણેક કોટને નીસરણી માંડીને ઉઘાડી તલવારે આગળ થઇને ચડયો. દરવાનોને ઠાર કરી. દરવાજા ઉઘાડા ફટાક મેલી, પોતાના સરખે સરખા સો જણને અંદર દાખલ કર્યા. બંદુકોમાં આઠ આઠ પૈસાભારની વજનદાર ગોળીઓ ઠાંસી, ખોબો ખોબો દારૂ ભરી માણસો જે ઘડીયે હલ્લા કરવાં ચાલ્યા તે ઘડીયે જોધો આંગળી ઉંચી કરીને ઉભો રહ્યો:-

"સાંભળી લ્યો ભાઇ ! વસ્તીની બોનું ડીકરીયુંને પોતપોતાની બોનું ડીકરીયું ગણીને ચાલજો. પ્રથમ મેતા મુસદ્દીઓને હાથ કરજો ! પછી વેપારીઓને પકડજો ! બીજો જે સામો ન થાય એને મ બોલાવજો !"

ગામમાં પેસીને વાઘેરો છૂટા છવાયા ભડાકા કરવા લાગ્યા, તેટલામાં બાજુની ખડકી ઉઘાડીને એક ડોશી બહાર ડોકાણી. હાથ જોડીને બહારવટીયાને વિનવવા લાગી કે "એ બાપા ! બંદૂકું બંધ કરો. મારૂં ગરીબનું ઘર ભાંગી પડશે."

"શું છે માડી ?" જોધાએ પૂછ્યું.

"મારે એકનો એક દીકરો છે, એની વહુને અટાણે છોરૂ આવવાનું ટાણું છે. આ ધડાકા સાંભળીને વહુ બાપડી ફાટી મરશે."

જોધાએ હાથ ઉંચો કરી ગોળીબાર થંભાવ્યા.

કાયસ્થ દેશાઇનું ઘર હતું. બહારવટીયા ત્યાં લૂંટી રહ્યા હતા. ચાર વરસના એક નાના છોકરાના પગમાંથી તોડા કાઢતા હતા. છોકરો રોતો હતો.

"ભાઇ માધવરાય!" એ છોકરાની બ્હેને હાકલ કરી; "રોવે છે શીદ ભાઇ? તું જીવતો રહીશ તો તોડા ઘણા મળી રે'શે. રો મા, માધવરાય!"

'માધવરાય' નામ સાંભળતાં જ વાઘેરો અટકી ગયા. એક બીજાની સામે જોઇ કહેવા લાગ્યા કે "પાં તો માધુરાયજા કૂતરા આહીં! માધુરાય તો અસાંજા ઠાકોર! [આપણે તો માધવરાયના કૂતરા છીએ. માધવરાય તો આપણા પ્રભુ કહેવાય."

એ બાળકને માધવપુરવાળા પ્યારા પ્રભુ માધવરાયનો નામેરી જાણીને વાઘેરો પગે લાગ્યા અને વગર લૂંટયે બહાર નીકળી ગયા.

ગામ કબ્જે કરી કચેરી ભરીને બહારવટીયાએ બેઠક જમાવી. નગરશેઠ કરસનદાસને સન્મુખ બેસારેલા છે. નગરશેઠે હાથ જોડીને કહ્યું કે "તમારે શરણે આવ્યા છીએ. હવે અમારી આબરૂ રાખો અને કોરે કાગળે દંડનો આંકડો માંડો."

કહેવાય છે કે બહારવટીએ પાંચ હજાર રાળ ( Rials નામનું પોર્ટુગીઝ નાણું કે જેનું, દીવ નજીક હોવાથી નાઘેરમાં ચલણ હતું.) એટલે કે રૂા. ૧૨૫૦૦ દંડ માંડયો. શેઠે દંડ કબૂલ કર્યો. પછી વિનતિ કરી કે "સહુ દાયરો લઇને મારે ઘેર પગલાં કરો."

બહારવટીયો વિશ્વાસ મૂકીને શેઠને ઘેર પરોણો બન્યો. ઘરને ભોંય તળીએ તો કાંઇ નહોતું, પણ પહેલે માળે જાય ત્યાં બહારવટીયાએ જોયું કે તેલની મોટી કડાઓ ઉકળી રહી

છે. ઉપલે માળે જાય તો પાણા ગોફણો વગેરેના ઢગલા પડ્યા છે. તેથી યે ઉપરને માળે ચડતાં તો બંદૂક, દારૂગોળો અને તલવારના ગંજ દીઠા. અગાસી પર ત્રણ ઠાલી તોપો દેખી.

હસીને બહારવટીઆએ પુછ્યું "કાં શેઠ, શો વિચાર હતો?"

નગરશેઠે જવાબ દીધો "બાપા, વાઘેર તો સોમનાથજીની ભૂમિ છે. આ ભૂમિ ઉપર તો લાખો શૂરાપૂરાનાં લોહી છંટાણાં છે. મરવું મારવું એ અમારે મોટી વાત નથી. સાચું બોલું છું કે જો તમારામાં ધરમ ન દેખ્યો હોત, ને જો મને ગામની બાયું દીકરીયુંની બેઇજ્જતીનો બીક હોત, તો —બડાઇ નથી મારતો પણ—લડતે લડતે ચોથી ભોંયે ચડત અને તેમ છતાં ન પહોંચત તો સુરંગ ફોડીને મેડી ઉડાડી દેત. પણ તમારૂં ધરમજુદ્ધ જોઇને પ્રેમ આવ્યો એટલે આ ગોઠ દીધી છે, જોધા માણેક!"

"રંગ તુને ભા! રંગ વાણીઆ! એમ બોલતો બહારવટીયો હેતભરપૂર હૈયે નગરશેઠને બથ ભરી ભેટી પડયો.

પાંચ હજાર રાળની થેલીઓ ભરીને શેઠના દીકરાઓએ બહારવટીયાની સન્મુખ ધરી દીધી. ધરીને પગે લાગ્યા.

"દીકરાઓ!" બહારવટીયો બોલ્યો, "આ હું તમને પાઘડીના કરીને પાછા આપું છું."

ગોઠ જમીને બહારવટીયો નીકળી ગયો. *શેઠનો દંડ ન લીધો.

સરકારી કચેરીની અને દુકાનોની લુંટ ચલાવી. બીજે દીવસે બ્રાહ્મણોને ચોરાસી જમાડી, ગાયોને ગોંદરે કપાસીઆ નીર્યા. ત્રીજે દિવસે કસુંબા કાઢી દાયરા ભર્યા. ચારણ બારોટોની વાર્તા ને નાથબાવાના રાવણહથ્થા સાંભળ્યા. ત્રણે દિવસ કોડીનારના ગઢ ઉપર વાઘેર રાજાનો નીલો નેજો ફરકતો રહ્યો. ત્રણ દિવસ સુધી રીતસર ત્યાં રાજ ચલાવ્યું. ન્યાય ચુકાવ્યા, રક્ષણ કર્યું ને કેદીઓ છોડયા. ચોથે દિવસે ચાલી નીકળ્યા. ગિરના કોઇ

* આ શેઠને પાછળથી વેલણ ગામ ઈનામમાં મળેલું અને દિ. બ. મણિભાઈ જશભાઈના કારોબારમાં શ્રીમંત સરકાર એને ઘેર જઇ આવેલા.

વંઠ્યા ગાળામાં બેસી કોડીનારની લુંટનો ભાગ પાડયો. જોધાએ પૂછ્યું “ કુલ આપણે કેટલા જણ ? ”

“ એક સો ને બે. ”

“ ઠીક ત્યારે, એક સો ને બે સરખા ભાગ પાડો ભા ! ”

“ ના ના જોધા ભા ! એમ નહિ બને. તું અમારો રાજા છો. પ્રથમ તારી મોટાઇનો ભાગ કાઢીએ. તે પછી જ અમારા એક સો ને બે સરખા ભાગ પડાશે. ”

મોટાઇનો ભાગ કાઢયા પછી સરખે સરખા ભાગ પડ્યા. અકેકે માથા દીઠ ત્રણ સો ત્રણ સો કોરી વ્હેંચાણી. અને બાર-વટીયા હિરણ્ય નદીને કાંઠે વાંસાઢોળાના ડુંગરામાં આવ્યા. નદીની લીલી પાટ ને પાળી પાટ ભરી હતી પડખે એક ઘટાદાર આંબલી હતી. જોધાએ એ આંબલી નીચે ઉતારો કરવાનો મનસૂબો જાહેર કર્યો.

તેજ વખતે બરાબર એક વટેમાર્ગુ ત્યાંથી નીકળ્યો. એણે શીખામણ દીધી કે ‘ ભાઇ, આંહી કોઇ દાનરતું માણસ રાત રોકાતું નથી. એવી વ્હેમવાળી આ જગ્યા છે. પછી તો જેવી તમારી મરજી ! ”

જોધાએ કહ્યું “ અરે ભાઇ ! ખડીયામાં ખાંપણ લઇને ફરનારાને તો સંધીય જગ્યા સોના જેવી. ”

પડાવ નાખ્યો. બીજા જ દિવસથી જોધાને તાવ ચડયો. ત્રીજે દિવસે જોધાને પોતાનું મોત સુઝયું. મરતી વખતે એણે એટલું જ કહ્યું કે “ ભાઇ ! મને મુરની તો બે નથી. પણ દેવો કયાંઇક લપટશે એવો વ્હેમ આવે છે. દેવાને મારી રામદુવાઇ ક——”

એટલું વેણ અધુરૂં રહ્યું, ને જોધાનો જીવ ખોળીયું ખાલી કરીને ચાલી નીકળ્યો. હિરણ્યને કાંઠે જોધાને દેન દીધું. એક સો ને એક માણસોએ લુગડાં કાળા રંગમાં રંગીને પહેરી લીધાં. આખી ટુકડી જઇને મૂળુ ભેળી થઇ ગઇ.

જે આંબલી નીચે જોધાએ પ્રાણ છોડયા, તે આજ પણ 'જોધા આંબલી' નામે ઓળખાય છે. સાંસણ ગામથી લીમધરા જતાં, વાંસાઢોળ ડુંગરની તળેટીમાં હિરણ્ય નદીને કાંઠે આ આંબલી ઉભી છે.

## ૧૯

"મરતાં મરતાં કાકો કાંઇ બોલ્યા'તા?"

"હા, મુરૂભા! કહ્યું'તું કે મુરૂનો તો મને ભરોસો સોળે સોળ આના છે, પણ દેવો લપટયા વિના નહિ રહે."

મુળુ માણેકે નિસાસો નાખ્યો. એનાથી બોલાઇ ગયું કે "દેવો! સાચી વાત. દેવો ભાઇ ઘણો ય હતો તો દેવતા જેવો, પણ એના જુલમની વાતું મારે કાને પોગીયું છે. અને વાઘેરૂંના નેજાના સતનો આધાર જોધો કાકો જાતાં મારો રૂદીયો હવે આ ધીંગાણામાં ઠરતો નથી. મુને ફાળ પડે છે કે દેવો ભાઇ વખતે વાઘેરૂંના વાવટાને બટ્ટો બેસારશે."

ઓખામંડળના થડમાં કોઇ વંકી જગ્યાએ ઉતરીને મૂળુ માણેકે કાકાનું સ્નાન કર્યું છે, કાળાં લુગડાં પહેર્યાં છે, અને કાકાનો પ્રતાપ પરવારી બેસવાથી એને બારવટું સંકેલી લેવાના મનસૂબા ઉપડયા છે. પડખે *દેવુબાઇ બ્હેન પણ ઉભી છે. એનાથી ન રહેવાયું. ભાઇની સંગાથે રઝળી રઝળીને પોતાનાં અનોધાં રૂપ હારી બેઠેલી, નીચોવાઇને કંગાલ બની ગયેલી બ્હેને આ ટાણે ભાઇને પડકાર્યો કે

"ભા! દુઃખ ભોગવવાં દોહ્યલાં થઇ પડયાં? ત્રીસ જ વરસની અવસ્થાએ ઘડપણ ચડયાં?"

---

* "દેવુબાઇ' નામની બહેન બાળકુંવારી રહીને બળવામાં વાઘેરોને પડકારતી બહાર નીકળેલી, એ વાત બીજે સ્થળેથી મળી હતી. પણ દ્વારકાના વાઘેરો 'દેવુબાઇ' જેવું કોઇ પાત્ર થઇ ગયાનો ઈન્કાર કરે છે.

"ઓનબા ! દુઃખથી તો થાકચો નથી. સાતસો સાતસો વાઘેરોએ કંટાળીને ગોરા પાસે હથીયાર મેલી દીધાં, તેનાથી યે અકળાતો નથી. પણ દેવાના ઓછાયાથી ડરૂં છું. કાકો દેવતાઇ નર હતા. એનાં છેલ્લાં વેણ ઇ તો પેગંબરનાં વેણ લેખાય !"

"ફકર મ કરજે. એવું થાશે તે દિ' દેવો માનો જણ્યો ભાઇ છે, તો પણ હું એનું માથું વાઢી લઇશ."

આમ વાતો થાય છે ત્યાં બાતમીદાર આવી પહોંચ્યો. એનું મ્હોં પડી ગયું હતું.

"શા ખબર છે બેલી ?"

"મુરૂભા ! પ્રાંસણવેલ રાંડી પડયું. રામાભાઇની દેહ પડી ગઇ. આસોભા પણ ગુજરી ગયા. મુલવાસર વાળા ભેપા જસાણીને પણ ગોળીના જખમ થયા. અને બાપુએ ને હણુ કુંભાણીએ સરકારને પગે હથીઆર મેલ્યાં."

મુળુ માણેકે ફરી વાર સ્નાન કર્યું. નવા સમાચાર મળવા ઉપરથી વચાર કરવા બેસે છે, ત્યાં એક સાંઢીયો આવીને ઝુકયો. અસવારે આવીને રામ રામ કર્યા.

"ઓહો ! દુદા રબારી ! તમે કયાંથી બાપા ?" એમ કહેતો મૂળુ ઉભો થઇને મળ્યો.

"મુળુ બાપુ ! તમારા ભલા સારૂ આવેલ છું. મારે કાંઇ સવારથ નથી. પણ ઓખો રઝળી પડશે એ વાતનું મને લાગી આવે છે. માટે સંતાતો, લપાતો, ચોર બનીને આવ્યો છું."

"બોલો ભા !"

કુટિલતાની રમતો રમતી આંખે, કાળા સીસમ જેવો, ટુંકી ગરદન ને બડીઆ કાનવાળો દુદો રબારી ઇસારો કરીને મુળુભાને એકાંતે તેડી ગયો. કાનમાં કહ્યું કે "બારટન સાહેબ અભેવચન આપે છે. જમીન પાછી સોંપાવી દેવા કોલ દે છે. એક દિવસની પણ સજા નહિ પડવા આપે. માટે સોંપાઇ જાઓ. અટાણે લાગ

છે. ગુન્હેગાર તો કાકો હતો. તમે તો છોકરૂં છો. તમારો કાંઇ ગુન્હો જ નથી."

મુળુનું દિલ માની ગયું. રબારી તો ભગવાનના ઘરનું માણસ : પેટમાં પાપ ન્હોય ; ને ગોરા ગમે તેવા તો યે બોલ કોલ પાળનારા; એમ સમજી મુળુએ અંગ્રેજને શરણે જવાનો મારગ લીધો. માણસોને કહી દીધું કે "ભા ! હવે વીખરાઇ જાવ. બારવટાનો સવાદ હવે નથી રહ્યો. બોન દેવુબાઇને પણ અમરાપર લઇ જાવ. હું સીધો સાહેબ પાસે જાઉં છું."

"ભા, બોન કહે છે એક વાર ચાર આંખો ભેળી કરતા જાવ."

"ના નહિ આવું. બોનની આંખોના અંગારા મને વળી પાછો ઉશ્કેરી મૂકશે."

"ભા ! બોને કહેવરાવ્યું છે કે ઓખાનો ધણી ગોરા નોકરને પગે હથીઆર ધરશે ત્યારે જોયા જેવો રૂડો લાગશે હો !"

## ૨૦

**અમરેલી** શહેરમાં તે દિવસ કાંઇ માણસ હલકયું છે ને ! ચાર ગોરા સાહેબોની અદાલત બેઠી છે. અને બહારવટીયા ઉપર મુકદ્દમો ચાલે છે. જુબાનીઓ ને સાક્ષીઓના ઢગલા થઇ પડ્યા છે. પીંજરામાં બીજા બધા વાઘેરો ઉભા છે. ફક્ત મુળુ માણેક જ નથી.

"મુલુકો કયું નહિ સમજાયા !" એમ ચારે ગોરાઓ પુછે છે.

અમલદારોએ જવાબ દીધો, "સાહેબ, મુળુ માણેક વચન આપીને બદલી ગયો.

એવે ઓચીંતો ત્રીસ વર્ષનો વાંકડી મુછવાળો મુળુ દેખાયો. આખે અંગે હથીઆર ઠાંસેલાં : ગમગીન છતાં પ્રતાપી ચ્હેરો :

"ખમ્મા મુરૂભા! મુરૂભા આવ્યો!" એવી વધાઇ પીંજરામાં ઉભેલા કેદીઓના મ્હોંમાંથી વછૂટી.

"ટોપીવાળા સાહેબો!" મુળુ બોલ્યો, "મુળુ માણેક બીજા હજાર ગુન્હા કરે, પણ વચન આપીને ન ફરે. હું ભાગી નીકળવા નહોતો રોકાણો. પણ મારી મા બ્હેનો અને ઓરતોને મુલાજાભેર કયાંઇક ઓથે રાખી આવવા મુંઝાતો હતો. કેમકે ઓખો તો અટાણે તમારા બલોચી પલ્ટનીયાઓના પંજામાં પડયો છે. અને બલોચો અમારી બ્હેન દીકરીઓની લાજું લૂટે છે."

બોલતાં બોલતાં મૂળુ માણેકની આંખમાં કાળ રમવા લાગ્યો.

*મુકર્દમો ચાલ્યો. જુબાનીઓ લેવાઇ, ફેંસલો લખીને ગોરાઓ ઉપડી ગયા. એની પાછળથી ફેંસલો વંચાણો કે "સુડતાલીસ વાઘેરોને પાંચ પાંચ વર્ષની, અને મુળુને ચૌદ વર્ષની સખ્ત મજૂરીની સજા. એના પિતા બાપુ માણેકને સાત વરસની સજા. તમામને વડોદરે રેવાકાંઠા જેલમાં ઉઠાવી જવાના."

ખડ! ખડ! ખડ! દાંત કાઢીને મુળુ બોલ્યો: "કયાં છે વાઘેરોને વિશ્વાસઘાતી કહેનારા? વિશ્વાસઘાતી તે સાહેબનાં વેણ ઉપર ભરોસો રાખીને હથીઆર મેલનારા વાઘેરો? કે અમને અભેવચન આપીને પછી કાળે પાણીએ કાઢનાર અંગ્રેજો!"

કચેરીની અંદર મુળુ માણેકની તલવાર કબ્જે કરવામાં આવી. સારાં હથીઆર તો બધાં ગીરમાં દાટી દીધેલાં. ફકત આ એક કટાઇ ગયેલા વટની, મીયાન વગરની તલવાર હતી.

---

* "આ વખતના કેદીઓની જુબાની ઉપરથી સાફ માલુમ પડયું કે ગાયકવાડી અધિકારીઓએ તેઓનાં રોજ બંધ કર્યાં, અને વારે વારે તેઓના ઉપર ચડાઇ કરવાના ડારા દીધા તેથી તેઓને આ તોફાન કરવાની જરૂર પડી. પોલીટીકલ ખાતામાં જોધો એકવાર ફરીઆદે ગયેલો, ને ત્યાંથી કાંઇ દિલાસો પણ મળેલો. પણ પાછળથી કાંઇ થયું નહિ. મુળુ પોતાનાં રોજ પેટે, લગ્ન ખરચ સારૂ બે હજાર કોરી લેવા ગયો હતો પણ તેને મળી નહિ હતી." ['ઓખામંડળના વાઘેરોની માહેતી']

મીયાનને બદલે વડવાઇ વીંટેલી હતી. તલવાર જોઇને ગોરા અમલદારો હસવા લાગ્યા. મૂળુને ટોણો માર્યો કે "એસી તલવારસે તુમ સારે મુલુકકો ડરાતા થા !"

આંખ ફાડીને મુળુએ જવાબ દીધો કે "ભુરીયા ! તરાર તરાર કુરો ચેતો ! તરારમેં કીં નારણો આય? પાંજો કંડો નાર ! કંડો. [ભુરીયા ! તલવાર તલવાર શું કરે છે? તલવારમાં તે શું જોવાનું બળ્યું છે? આ મારૂં કાંડું જો ! કાંડું.]"

એટલું બોલતાં બોલતાં જુવાન બહારવટીએ પોતાનું લોખંડી કાંડું બતાવ્યું. સાહેબો ભોંઠા પડીને ચુપ થઇ રહ્યા.

સુડતાલીસ સાથીઓની સાથે મુળુ વડોદરે રેવાકાંઠા જેલ તરફ ચાલી નીકળ્યો.





## ૨૧

**વ**ગડામાં એક ઘોડેસવાર ચાલ્યો જાય છે. ટારડું ઘોડું ગણી ગણીને ડગલાં માંડે છે. બેસુમાર બગાંઓ કરડી રહી છે એટલે ઘોડાના પૂછડાને તો ઝંપ જ નથી. શરીરની બન્ને બાજુ મોઢું નાખી નાખીને ઘોડું બગાંઓને વડચકાં ભરતું જાય છે. અને પીઠ પર બેઠેલો લાંબી ધોળી દાઢી વાળો બંધાણી અસવાર, એક હાથે ઘોડાનું ચોકડું ડોંચે છે, બીજે હાથે સરકનું દોરડું ફેરવી ફેરવી મારે છે, બે પગે ઘોડાના પેટાળમાં એડીઓ મારે છે, પોતે આખું શરીર હચમચાવે છે ને જીભના ડચકારા કરે છે. એમ છ છ જાતની કરામતો કરવા છતાં ઘોડું તો સરખી ચાલ્યે જ ચાલ્યું જાય છે. અસવાર ઘોડાને ફોસલાવે છે કે

"હાલ્ય મારા બાપ હાલ્ય, ઝટ પગ ઉપાડ. મોડું થાશે તો શીખ નહિ મળે"

એક અલમસ્ત આદમી ઉઘાડે શરીરે ખેતરમાં ઘાસ વાઢતો હતો એણે આ શબ્દો સાંભળીને પૂછ્યું "એ બારોટજી! ક્યાં ઝટ પોગવું છે?"

"પોગવું છે ભાઇ, પોગવું તો છે દુલા રાજાની પાસે. ઝટ જઇને દુવા કે'વા છે! આહાહા મૂળવો, કરાફાતનો વાઘેર મૂળવો!

કેસરીયા વાઘા કરી, કાંકણુ બાંધ્યું કોય,
જગત ઉભી જોય, માણેક પરણે મૂળવો!

અને મુળવા! તારી શી વાત!

તું ટોડા ગોપાળતણુ, જો મેલીને જાત,
(તો તો) સવખંડ ચેરા થાત, માણેક તાહળો મૂળવા!

બારોટે બે દુહા લલકાર્યા, ત્યાં વગડો આખો જાણે સજીવન થઇ ગયો. મજૂર મૂલી, ખેડુતો, પશુઓ, સહુ ઉંચાં માથાં કરી સાંભળી રહ્યાં. તેમ તો બારોટની ગળી ગયેલ ભુજાઓમાં બેવડું જોર આવ્યું. હાથ લાંબા કરીને લલકારવા લાગ્યોઃ

મૂળુ મૂછે હાથ, તરવારે બીજો તવા,
હત જો ત્રીજો હાથ (તો) નર અંગરેજ આગળ નમત!

"રંગ મૂળવા રંગ! બેય હાથ તો રોકાઇ ગયા, એક હાથ મૂછનો તાવ દે છે. ને બીજો તરવારની મૂઠ ઉપર જાય છે. ત્રીજો હાથ કાઢે ક્યાંથી? અમરેલીવાળા ભુરીયાઓ ઘણુંય કહ્યું કે મુળુ માણેક! સલામ કર. પણ ત્રીજા હાથ વગર સલામ શેની કરે?"

"અરે પણ બારોટ! ફટકી કાં ગયું? મુળુ માણેક તો વડોદરે રેવાકાંઠાની જેલમાં સડે છે! ખોટાં બોકાસાં કાં પાડો? ગળું દુખવા આવશે!"

"એ ભૂત છો કે પલીત? જાણતો ય નથી ઝોડ જેવા? મૂળવો સાવઝ પાંજરે સામે કદિ? ઇ તો એ આવ્યો છૂટીને."

"હેં? શી રીતે છૂટયો? માફી માગીને?"

"તારી જીભમાં ગોખરૂ વાગે! માળા કાળમુખા! મૂળવો માફી માગે? એ જેલ તોડી જેલ!"

"જેલ તોડી? વજ્જર જેવી જેલ તોડી?"

"હા હા! ઇ તો સંધાય ભેરૂડા મત બાંધીને સામટા દરવાજે ધોડયા. જોવે ત્યાં તો બારીમાં સામાં પચીસ સંગીન ધરીને પલટનીઆ ઉભેલા. પણ રંગ છે ગોરીયાળીવાળા દેવા છબાણીને. સવાશેર સુંઠ એની જણનારીએ ખાધી ખરી બાપ! તે ઇ દેવે પડકારો કર્યો કે હાં મારા ભાઇયું! મારી દયા કોઇ આણશો મા. હું સંગીન આડું મારૂં ડીલ દઇ દઉં છું. તમે જોરથી મારાં શરીર સામો ધસારો દઇને નીકળી જાજો. એમ કરી દેવો ડેલીની બારી આડો ડીલ દઇને ઉભો રહ્યો. બીજા સહુ, પલટનીઆઓની બંદુક દેવાના ડીલમાં સલવાઇ રહી એટલે લાગ ભાળીને નીકળી ગયા."

"અને દેવો?"

"દેવો ય આંતરડાં લબડતાં'તાં તે ડોકમાં નાખીને હાલ્યો."

"તે શું મુરૂભા નીકળી આવ્યા છે?"

"હા હા, ને વાઘેરૂંને કરે છે ભેળા. મોટી ફોજ બાંધીને બારવટું ફરી માંડે છે. જાઉં છું મોજ લેવા. આજ છે માધવપરના વાવડ. આજ તો ખોબે ખોબે કોરીયું ને સોનામોરૂં વ્હેંચશે મારો વાલીડો!

દળ આવ્યાં દખણી તણાં, ભાલાળા ભોપાળ
સામા પાગ શીંગાળ, માણેક ભરતો મૂળવો.

[ દક્ષિણીઓનાં ભાલાવાળાં સૈન્ય આવ્યાં, પણ સિંહ સમાન મૂળુ માણેક તો એની સામે પગલાંભરીને ચાલ્યો.]

અને એ મલકનાં માનવી !

મૂળવે અંગરેજ મારિયા, કાગળ જાય કરાંચી
અંતરમાં મઢમ ઉદરકે, સૈરૂં વાત સાચી !

[ મુળુ માણેકે અંગ્રેજોને માર્યા, તેના કાગળો કરાંચી પહોંચ્યા. હૃદયમાં ફાળ પામતી મડમો પોતાની સહીયરોને પૂછવા લાગી કે "હે બેન, મારા ધણીને મૂળુએ માર્યો એ સાચી વાત ? ]

એવા એવા દુહા લલકારતો ને પોતાના બુલંદ અવાજથી વગડા ગજાવતો બારોટ ટારડી ઘોડીને સરપટાં મારતો મારતો ચાલી નીકળ્યો.

સાંતીડાં થોભાવીને વાઘેરો વિચાર કરવા મંડ્યા. એકે કહ્યું,

" માળે બારોટે દુવા સારા બણાવ્યા !"

બીજે સાંતીડાને ધીંહરૂં નાખીને મંડ્યો ગામ તરફ હાલવા. પહેલાએ પૂછ્યુ "કાં ?"

" હવે સાંતી શીદ હાંકીએ ? મુરૂભાની ભેળા ભળી જાયેં. ભળીને ફરી વાર વાઘેરોનું જૂથ બાંધીએ. "

" હાલો તઇં આપણે ય. "

બેઉ ખેડુતો ચાલી નીકળ્યા. ઘાસનો ભારો વાઢીને પોતાના માથા પર ચડાવવા મથી રહેલ એક કોળી પણ થંભીને ઉભો થઇ રહ્યો. બે ઘડી વિચાર કરીને એણે પણ ભારો ફગાવી દીધો. દાતરડાનો ઘા કરી દીધો અને હાલ્યો. બીજાએ પૂછ્યું " કાં ભાઇ ? કેમ ફટક્યું ? "

" જાશું મુળુભા ભેળા. "

" કાં ? "

' ભારા વેચી વેચીને દમ નીકળી ગયો ! "

## ૨૨

એ રીતે ઇ. સ. ૧૮૬૫, સપ્ટેમ્બર તારીખ ૨૬ ના રોજ રેવાકાંઠા જેલ તોડીને બહારવટીયો વીસ વાઘેર કેદીઓને લઇ કાઠીઆવાડમાં ઉતર્યો. ઓખામાં વાત ફુટી કે મુળુભા પાછો આવ્યો છે.

આવીને પહેલા સમાચાર એણે ઓખાના પૂછ્યા:

"પાંજો ઓખો કીં આય?"

સંબંધીઓએ જાણ કરી "મુળુભા, ઓખાને માથે તો રેસીડન્ટ રાઇસ સાહેબે બલોચોને મોકળા મેલી દીધા છે."

"શું કરે છે બલોચો?"

"જેટલો બની શકે એટલો જુલમ: જાહેર રસ્તે રૈયતની વહુ દીકરીઓને ઝાલી લાજ લૂંટી રહ્યા છે. અને વસ્તી પોકાર કરવા આવે છે તો રાઇસ સાહેબ ઉલ્ટો ધમકાવે છે."

"કેટલુંક થયાં આમ ચાલે છે?"

"ત્રણ વરસ થયાં."

સાંભળીને મુળુનો કોઠો ખદખદી ઉઠયો. એણે આજ્ઞા દીધી કે "ભાઇ, ઝટ ફોજ ભેળી કરો. હવે તો નથી રહેવાતું."

જોતજોતામાં તો વાઘેરો ને ખાટસવાદીઓનાં જૂથ આવીને બંધાઇ ગયાં.

કેસરીઆ વાઘા મુળુ માણેકના શરીર ઉપર ઝૂલવા લાગ્યા. એણે પોતાનાં માણસોને કહ્યું કે "એલી, બારવટામાં શુકન કરવાં છે માધવપૂર ભાંગીને. જેલમાંથી જ માનતા કરી હતી કે માધવરાયજીની સલામું લેવા આવીશ. માટે પહેલું માધવપર."

"મુળુભા! માધવપર પોરબંદરનો મહાલ છે હો! અને જેઠવા રાજાએ ચોકી પહેરા કડક રાખ્યા હશે."

"આપણે પણ ચોકી પહેરાની વચ્ચે જ દાદાનાં દર્શન કરવાં છે, ભાઇ! નધણીઆતાને માથે નથી જાવું."

કંઠાળી મુલક સોના જેવાં અનાજ દેતો હતો, એની બરકતમાં વેપારી વાણીયા ને ખોજા ડૂબી ગયા હતા. ચાલીસ સિંધી જુવાનોનું થાણું માધવપૂરની ચોકી કરતું હતું. બહારવટીયા ઓચીંતા કયારે પડશે એ બ્હીકથી આખી રાત "જાગતા સૂજો! ખબરદાર!" એવા પડકારા થતા હતા. એક દિવસ ઉડતા ખબર આવ્યા કે આજ રાતે બહારવટીયા પડશે. ખરે બપોરે કોટના દરવાજા દેવાઇ ગયા. પણ રાતે કોઇ ન આવ્યું. ખબર આવ્યા કે પાંચ ગાઉ આઘે ગોરશેર નામના ગામે અપશકન થવાથી બહારવટીયા પાછા વળી ગયા.

માહ મહિનો ચાલે છે. લગ્નસરાના દિવસ છે. બહારવટીયાની ખાનદાની પર ભરોસો રાખી લોકોએ વિવાહ માંડયા છે. માધવપૂરને પાદર ભાયા માવદિયાની જાન પડેલી; અને રાતે કેશવા કામરીયાનું ફુલેકું ચડનારૂં હતું. એવે માહ વદ બીજ ને બુધવારે રાતે મુળુ અને દેવાની ટોળી માધવપૂરને ટીંબે માધવરાયને દર્શને ઉતરી.

હથીઆરબંધ નવતર જુવાનોએ પ્રથમ તો ગામ જોવા માટે જાન તથા ફુલેકાની ધામધુમમાં ભળી જઇ દીવાટાણે ગામમાં પગ મૂકયો. શેરીએ શેરીએ મહાલ્યા. ફુલેકાંવાળા માને છે કે આ નવતર જુવાનો જાનની સાથે આવ્યા છે, અને જાનવાળા જાણે છે કે એ તો ફુલેકાવાળા ભેળા હશે.

ફુલેકાનાં ઢોલ શરણાઇ શાંત થઇ ગયાં. બજારો બંધ થઇ. ગામ નીંદરમાં પડયું. તે વખતે બહારવટીયા પોલીસના થાણા ઉપર પડયા. બંદુકો નોંધીને ઉભા રહ્યા. મૂળુ બોલ્યો "અટાણે હથીઆર છોડી દીયો. નીકર અમારે તો માડુ મારવો ને કુત્તો મારવો બરાબર છે."

હથીઆર છોડાવી, માણસોને કોઠામાં કેદ કરી, મૂળુએ ચારે દરવાજે ચોકીદાર મૂકયા. વાધેર પહેરગીરો એ કડકડતી ટાઢમાં

માઢની બારીઓ સળગાવીને તાપતા તાપતા કાફીઓ લલકારવા લાગ્યા. અને હજામો પાસે જાનની મશાલો ઉપડાવી મૂળુ તથા દેવો માધવરાયજીને મંદિરે ચડયા.

"માણસોએ કહ્યું કે "મુળુભા ! મંદરને મોટાં તાળાં દીધાં છે."

"અરે કયાં મરી ગયો પુજારી ?"

"એનો માર્યો સંતાઇ રહ્યો છે. કુંચીયું એની કડયે લટકે છે."

"પકડી લાવો ઇ ભામટાને."

પૂજારી સંતાઇ ગયો હતો એને ખોળીને હાજર કર્યો.

"એ બાપુ! માધવરાયના અંગ માથેથી દાગીના ન લેવાય હો!"

"હવે મુંગો મર, મોટા ભગતડા ! તારે એકને જ માધવરાય વા'લો હશે ખરૂં ને ? મુંગો મુંગો મને કમાડ ખોલી દે. મારે દરશન કરવાં છે. દાગીના નથી જોતા."

મુળુના ડોળા ફર્યા કે બ્રાહ્મણે ચાવી ફગાવી. મંદિરનાં તોતીંગ કમાડ ઉઘડયાં. માધવરાય ! માધવરાય ! ખમ્મા મારા ડાડા ! એમ જાપ જપતો મુળુ મંદિરમાં દાખલ થયો. દોડીને પ્રતિમાજીને બથ ભરી લીધી. ડાડા ! ખમ્મા ડાડા ! એમ પોકાર કરતાં કરતાં મુળુ પોકે પોકે રોઇ પડયો. માણસો જોઇ રહ્યાં કે "આ શું કરે છે ! આની ડાગળી ખસી ગઇ કે શું થયું ?"

સારી પેઠે કોઠો ખાલી કરીને મુળુ ઉઠયો. પાછલે પગે ચાલતો ચાલતો બે હાથ જોડીને બહાર નીકળ્યો.

દુકાનોમાંથી રેશમી વસ્ત્રનો તાકો ઉપાડી લાવી મંદિર ઉપર નવી ધજા ચડાવી. પછી મુળુએ હુકમ આપ્યો કે "કોઇને લુંટયા કે રંઝાડયા વિના ફક્ત લુવાણા અને ખોજા વેપારીઓને આંહી શાંતિથી બોલાવી લાવો."

મંદિરને ઓટલે બુંગણ ગાદલાં પથરાવી મૂળુએ દરબાર ભર્યો. વેપારીઓને કહી દીધું કે બ્રાહ્મણોની ચોરાસી જમાડવી છે માટે બ્રાહ્મણો માગે તેટલો સીધો સામાન કાઢી આપો.

શેરાની ચોરાશી રંધાણી. તમામ માણસો માટે શેરાનાં સદાવ્રત મંડાઇ ગયાં.

હિન્દુ મુસલમીનનાં તમામ દેવસ્થાનાં પર નવી ધજા ને નિવેદ ચડાવ્યાં.

લોકોની ભેળા બહારવટીયા દાંડીયા–રાસ રમ્યા. કોળી પટેલીઆઓની સ્ત્રીઓ પાસે રાસડા લેવરાવ્યા.

ત્રાસ વીતાવ્યો ફક્ત વેપારીઓ ઉપર. સતાવવાની મનાઇ છતાં કેટલાક ફાટેલા જુવાનોએ કોઇ કોઇ ઠેકાણે લુંટફાટ કરી દર દાગીના કઢાવ્યા. દુકાનો ફાડી ફાડી રસ્તા ઉપર ઘી, ગોળ, સાકર, અનાજ, કપાસીઆ વગેરેના ઢગલા કર્યા. અને ગામ-લોકોને હાકલ દીધી કે "ખાવું હોય એટલું ખાઓ, ને લેવું હોય એટલું ઘેર લઇ જાઓ!"

વેપારીઓના ચોપડા મગાવી સળગાવી મૂકયા.

"ગલાલચંદ શેઠ," બહારવટીયાએ હુકમ કર્યો, "તું અમારો મેતો. આ બધા-વેપારીઓ પાસેથી એની મત્તાના પ્રમાણમાં દંડનો આંકડો ઠરાવી ઉઘરાવી લે ભા! અને જેની પાસે રોકડ ન હોય એની પાસે એના દંડ પૂરતી કિમ્મતનો જ દાગીનો વસૂલ લેજે. વધુ મા લેજે ભા! નીકર તુંને માધવરાયજી પુછસે!"

ગલાલચંદ શેઠે દંડના આંકડા મૂકયા. ધનજી મુખીની દસ હજાર કોરી રાખી છ હજારનો માલ પાછો આપી દીધો.

ઠક્કર કેશવજી જેઠા નામે એક માલદાર વેપારીને મનાવતાં કોઇ બહારવટીયાના માણસે કાન ઉપર વગાડયું ને એને કાને લોહી નીકળ્યું. જોતાં જ મુળુએ ત્રાડ પાડી કે "કોઇને એક ચરકો પણ કરવાનો નથી. અને આ શેઠને લોહી નીકળવાથી મારૂં દિલ દુઃખાણું છે. એને કશોય દંડ કર્યા વગર છોડી મૂકો!"

ખોજા કોમના કોઇ વેપારીના એક રતન નામની ડોશી સોનાના દર દાગીના લઇને એક બ્રાહ્મણના ઘરમાં સંતાઇ ગઇ.

એનો પિછો લઇને બહારવટીયા આવી ચડયા. ખુબ ધમકી આપી પૂછપરછ કરી, પણ બ્રાહ્મણ કુટુંબે કહ્યું કે "આ ડોસી તો અમારા ઘરનાં છે."

"તો ખાવ એની સાથે એક થાળીમાં."

બ્રાહ્મણોએ રતન ડોશીને એક થાળીમાં જમાડયાં. ઇતબાર રાખીને બહારવટીયા ચાલ્યા ગયા.

એક ખોજાના ઘરમાં પેઠા. કોઇ ન મળે. "એલા ભાઇ ભારી લાગ!" કહેતા બહારવટીયા અંદર પેઠા. પેસતાં જ એક ઓરતને સૂવાવડના પથારીમાં પડેલી દીઠી. ચુપાચુપ બહારવટીયા બહાર નીકળી ગયા.

સાંજે ઢોલ શરણાઇ વગડાવતા અને ગલાલે રમતા વાઘેરો લોકોના મોટા ટોળા ઉપર મૂઠીએ મૂઠીએ કોરીઓ વરસાવતા નીકળી ગયા. એકંદર એક લાખ કોરીનુ નુકશાન કરી ગયા. દેવા વિઠ્ઠલ નામના શેઠે જીવની જેમ જાળવીને દાટી રાખેલી જામશાહી કોરીઓનો ખજાનો વાઘેરો ખાલી કરતા ગયા. તે ઉપરથી હજુ પણ માધવપૂરને મેળે આવનારી કંઠાળની મેરાણીઓ એક કટાક્ષનો રાસડો બોલે છે તેની એક લીંટી આ છેઃ

"દેવા! તારી જૂની જામશાઈ કાઢી."

બીજે જ દિવસે ગલાલચંદ શેઠ અલોપ થયો. કોઇને નથી ખબર કે એ કયાં ગયો. કદાચ એણે શરમથી કે બ્હીકથી આપઘાત કર્યો હશે. એનો પતો લાગ્યો જ નથી.

બીજે દિવસે દરબારી ગિસ્ત આવી. ગામ ઉપર ન કરવાનો જુલમ કરી, મોજ ઉડાવી ચાલી નીકળી.



## ૨૩

સૂઇ નામના ગામને પાદર માતાનો પીપળો હતો. એક દેરૂં હતું. આજ ઝડી થવાથી પીપળો પડી ગયો છે. દેરૂં હજુ ઉભું છે.

માતાને થાનકે બહારવટીયા બેઠેલા છે, અને એનો સંગાથી જે સીદી હતો તે પીપળાની ડાળે ચડીને ખોબા ભરી ભરી દોકડા ઉછાળે છે. નીચે ઉભેલા નાનકડાં છોકરાં એ દોકડા વીણતાં વીણતાં ને ઝીલતાં ઝીલતાં રાજી થાય છે.

મુળુ માણેક ને દેવો માણેક નીચે બેઠા બેઠા બોલે છે કે "ભાઇ સીદી ! છોકરાંવને દોકડા સાટુ ટગવ મા. કોરીયું ભરી ભરીને વરસાવ. બાળારાજા રાજી થઇને દુવા દેશે."

બહારવટીયા બચ્ચાંઓના આવા ગેલ જોઇ જોઇ મોજ કરે

છે, ત્યાં વાવડ આવ્યા કે "સડોદડવાળો રાજા બહાદુર *જાલમ-સિંહજી નગરથી જામ વીભાની મોટી ફોજ લઇ આજ મરણીયો બનીને આવે છે. ને લગોલગ આવી પહોંચ્યો છે.

ફોજ આવી ! વાર આવી ! એ બોકાસો સાંભળતાં જ છોકરાં ગામમાં ભાગ્યાં ને બહારવટીઆ રણ ભણી ભાગી છૂટયા.

બહારવટીયા પાળા ને વાર ઘોડાંવાળી : રાજાબહાદૂર લગોલગ આવી જાય છે. વાઘેરોના હાથમાં ભરેલી બંદુકો છે, પણ મુળુ માણેકની આજ્ઞા છે કે "વારને બીવરાવજો. ભડાકો ન કરશો. ચાહે તેમ તોયે એ રાજાનું કુળ છે. હજારૂનો પાળનાર વહે."

થાતાં થાતાં તો વાર આંબી ગઇ. અને બહારવટીયા આકળા થયા. ત્યારે મુળુએ કહ્યું " મીયા માણેક ! રાજાબહાદૂરને રોકી દે. પણ જોજે હો, એને જખમ કરતો નહિ."

પાછળથી લાંબાને ડુંગરે જે મરાણો તેજ મીયો માણેક આખી ફોજની સામે એકલો ઉભો રહ્યો. બંદૂક છાતીએ ચડાવી પડકાર દીધો કે "રાજા બહાદૂર ! તુને અબ ઘડી મારી પાડું. પણ મારા રાજાની મનાઇ છે. પણ હવે જો એક કદમ ભર્યો છે ને, તો આટલી વાર લાગશે. તપાસ તારો જમૈયો."

એટલું બોલીને મીયે બંદૂક ફટકારી. ગોળી શત્રુની કમર પર અડકીને ગઇ. શરીરને ચરકો પણ કર્યા વગર રાજા બહાદૂરનો જમૈયો ઉડાવી દીધો. મીયો મ્હોં મલકાવીને બોલ્યોઃ

" આટલી વાર ! રાજા બહાદૂર ! પણ તુને ન મરાય. તું તો લાખુંનો પાળનાર !"

જમૈયો જાલમસંગરો, ભાંજે તેં ભોપાળ
હેવે જંજાઉં છોડીયું, ગો ઉડે અંધાણ.

રાજા બહાદૂર પાછા ફરી ગયા ! એની કાફીઓ જોડાઇ;

જાલમસંગ રાજા વાઘેરસેં કજીયો કીધો !
વાઘેરસેં કજીઓ કીયો રે–જાલમ૦

* અત્યારના જામ રણજીતના સગા દાદા.

પેલો ધીંગાણો પીપરડીએ કીયો
[1]ઉતે રાણોજી [2]સૂરોપૂરો થીયો—જાલમ૦

બીજો ધીંગાણો રણુમેં કીયો
ઉતે જમૈયો [3]પીયો રે રીયો—જાલમ૦

ત્રીજો રે ધીંગાણો ખડમેં કીયો
ઉતે આલો જમાદાર તર રે રીયો—જાલમ૦

ચોથો ધીંગાણો માછરડે કીયો
ઉતે હેબત લટૂર સાયબ રીયો—જાલમ૦

હૈડાજી ધારણે બોલ્યા રે નથુનાથ
તોજો નામ બેલી મડદેમેં રીયો—જાલમ૦

બરડામાં રાણાનું અડવાણું ભાંગીને જ્યારે બહારવટીયા ભાગ્યા ત્યારે પોરબંદરની ફોજ લઇ નાગર જોદ્ધો ઘેલો બક્ષી વાંસે ચડેલો. વાર જ્યારે લગોલગ થઇ ત્યારે એજ મીયા માણેકે ઉભા રહી ઘેલા બક્ષીને પડકારેલ કે " ઘેલા બક્ષી ! આટલી વાર લાગશે. સંભાળ તારી કમરમાંની દોત. "

કાગળ ચિઠ્ઠીઓ લખવા માટે ખડીયાનું કામ કરતી લાંબી દોતો અસલમાં ભેટની અંદર રખાતી, મીયાની બંદુકે એક જ ભડાકે એ દોતને ઘેલા બક્ષીની કમ્મરમાંથી ઉડાવી દીધી હતી. અને શત્રુના અંગને ઇજા થવા નહોતી આપી.

આવો જ બંદુક મારનાર જમાદાર શકર મકરાણી આ ટોળીમાં હતો. એક દિવસ એક હિંદુસ્તાની પુરબીઓ ઠાકોર બહારવટીયા ભેગો ભળવા માટે આવ્યો. એની પરીક્ષા કરવા માટે શકર જમાદાર પોતાની ભેટમાં બાંધેલ જમૈયા ઉપર લીંબુ ઠેરવી ઉભો રહ્યો અને પછી એણે ઠાકોરને કહ્યું ' ગોળી મારો ઔર યે નીંબુ કો ઉડા દો. "

---

૧. ત્યાં ૨. લડાઇમાં મરાય તેને 'સૂરોપૂરો' કહે છે. ૩. પડયો.

પુરબીયો ઠાકોર તો મોતીમાર હતો. એણે બેધડક બંદુક ચલાવી લીંબુનું નિશાન પાડયું. પણ પછી પૂછ્યું કે "શકર જમાદાર, તમે બ્હીના નહિ? મારી ગોળી આડી જાત તો?

શકરે જવાબ દીધો: "જેની ગોળી આડી જાય તેના ધણીને આવી છાતી જામેલ હોય નહિ, ઠાકોર!"

## ૨૪

"દેવાને કહી દ્યો કે મને મોઢું ન દેખાડે."

ત્રણસો માણસની બેઠક વચ્ચે મૂળુ માણેકે આ શબ્દો કાઢ્યા, અને આખો દાયરો ઓઝપાઇ ગયો. ઓચીંતો જેમ આભ ફાટે તેમ લાગ્યું. સામો સવાલ કરવાની કોઇની છાતી ચાલી નહિ. ફકત બુઢ્ઢો રાણોજી માણેક હતો એણે હળવેથી નાચે જઇને કહ્યું:

"ભા! તું ડાહ્યો છો. પણ કાંઇ ઉતાવળ તો નથી થાતી ને બાપા?"

"રાણાજી ભા! દેવાને જીવતો જાવા દઉં છું, ઇ તો ઉતાવળને સાટે ઉલ્ટી ઢીલ થઇ લેખાશે. પણ શું કરૂં! આજ બોન દેવુબાઇ નથી, નીકર આટલું મોડું ન થાવા દેત."

"બચ્ચા! આવડો બધો વાંક!"

"વાંકની તો અવધ્ય આવી રહી. મને હવે ઝાઝું બોલાવો મા. હું રણછોડરાયની આંખમાં દીવડા ઓલવાતા જોઉં છું. ઓખો આપણું સમશાન બનશે. જગત આપણને સંભારી સંભારી આપણા નામ માથે થૂ! થૂ! કરશે. ઇ બધું આ કુકર્મી દેવાને પાપે."

એ ને એ વખતે દેવા માણેકે પોતાનાં ઘોડાં ને પેદલ માણસો નોખાં પાડયાં. જાતો જાતો દેવો બોલતો ગયો કે "મલક બધાની બાઇયુંને બોન જ કહ્યા કરતો મુળવો મર હવે ઓખો જીતી લ્યે!"

'હે કૂતા!" એટલું જ બોલીને મુળુ બેઠો રહ્યો.



૨૫

"કેવા છો ભા ?"

"સુતાર છું."

"આંહી શીદ આવ્યો છો ? અમારે કાંઇ આ ડુંગરા માથે મેડીયું નથી બંધાવવી."

"હું આવ્યો છું મારા વખાનો માર્યો બાપુ ! સાંભળું છું કે સહુનાં સંકટ મુળુ માણેક ફેડે છે."

"તને વળી કેવાનું સંકટ પડયું છે ?"

"મારી વેરે સગપણ કરેલી કન્યાને ...ગામના સુતાર સવેલી ઉપાડી જાય છે."

"તે ભાઇ, અમે કાંઇ સહુના વીવા કરી દેવા બહાર નીકળ્યા છીએ ? જા, જઇને તારી નાત ભેળી કર."

"નાત પાસે ગયો'તો. પણ સામાવાળા પાસે ઠીક ઠીક જીવ છે. નાતને એણે રૂપીઆ ચૂકવ્યા ને જમણ દીધું. એટલે પછી ગરીબની વાર હવે નાત શેની કરે ?

"નાતે ય રૂશ્વત ખાધી ? હરામી નાત કાંઇ પેધી છે ! તે ભાઇ, તારા રાજાની પાસે જાને ?"

"ત્યાં ય જઇ આવ્યો. પણ સામાવાળાએ રાજાને ય રૂપીઆ ચાંપ્યા. રૂપીઆ ખાઇને રાજા કહે છે કે તમારી નાતના કામમાં અમે વચ્ચે નહિ આવીએ !"

"આવી નાત ને આવા રાજા !"

"મુળુભા બાપુ ! તમે મારો નીયા કરો : હું રાંડીરાંડનો દીકરો : નાનેથી મારે માથે વેવાર પડયો. વાંસલા ચલાવી ચલાવી પાઇએ પાઇએ નાણાં સંઘર્યાં. પાંચસો કોરી દીધી ત્યારે માંડ વેવીશાળ થયું. હું તો કોડે કોડે લગન સમજવા જાઉં છું, ત્યાં તો સાસરાએ ધક્કો દઇને કહ્યું 'જા જા ભિખારી, તને ઓળખે છે કોણ ?' આવો અનીયા ? અને તમારૂં બારવટું ચાલે તે ટાણે ?"

"હેં એલા, કન્યાનું મન કોના ઉપર છે ? તારા ઉપર ? કે સામાવાળા ઉપર ?"

"મારા ઉપર, બાપુ ! સામાવાળો તો ફકત શાહુકાર છે, કાંઇ મારા જેવો રૂડો નથી. એના હાથમાં તો વાંસલો ઝાલે છે જ ક્યાં ? ને હું અધરાત સુધી કામ કરૂં એવો. આ જુવોને મારી ભુજાઉં ! સાંજ પડયે પાંચ ઝાડવાં કુવાડે કુવાડે પાડી નાખું ! ખબર છે ?"

"બસ ત્યારે, બાવડાં સાબૂત હોય તો નીકળ અમારી હારે બારવટે. જો, લાવ તારો હાથ. આ કોલ દઉં છું. મુળુ માણેક પંડે તને કોલ દે છે, કે ઇ કન્યા સાથે તુંને જ પરણાવવો. પણ એક શરત કબુલ છે ?"

"બોલો બાપુ !"

"તુંને પરણાવીએ. પણ એક રાત ઉપર વધારે વાર ઘેરે નહિ રેવાય. એકલે પંડે અમારી સાથે નીકળી જાવું પડશે. બારવટીયા એટલા તો જોગી જતિ, જાણછ ને ?"

સુતાર થોડી વાર ખચકાણો. પરણેતરની એક જ રાત અને તે પછીના સેંકડો સુખી દિવસો સડેડાટ એની આંખ સામેથી

નીકળી ગયા. ઘરની શીતળ છાંયડીવાળી કોડ: હેલ્યે પાણી ભરતી સુતારણ: ખંભા ઉપર ખેલતાં નાનાં છોકરાં; એ બધુંય સ્વપનું એક ઘડીમાં સમાઇ ગયું. ઝબકયો હોય તેવી ઉતાવળે મુળુભાને પગે હાથ નાખીને કહે છે કે "કબુલ છે બાપુ! મારે તો ઇ અધરમના કરવાવાળા–ઇ સવેલડાં લઇ જનારા શાહુકાર માથે અને ઇ અનીતિનાં દલાલાં આરોગનાર નાત ને દરબાર માથે આખો અવતાર વેર વાળ્યે જ છૂટકો છે."

"રંગ તુંને! બોલ, જાન કેદિ'ને કયાંથી નીકળવાની છે?"

દિવસ અને જગ્યા નક્કી થયાં. બહારવટીયાઓએ છાના-માના ઓડા બાંધ્યા. બરાબર બપોરે સુતારની જાનનાં ગાડાં ખડખડયાં. વરના માથા ઉપર ટબુડી ખખડાવીને લુણ ઉતારતી બહેન ગાઇ રહી છે કે

મેઘવરણા વાઘા વરરાજા!
કેસર ભીનાં વરને છાંટણાં.
સીમડીએ કેમ જાશો વરરાજા!
સીમડીએ ગોવાળીડો રોકશે.
ગોવાળીડાને રૂડી રીત જ દેશું
પછી રે લાખેણી લાડી પરણશું!

અને હાથમાં તરવાર વાળો વરરાજા મૂછોના આંકડા ચડાવતો બેઠો છે.

ત્યાં માર્ગે ઓકાનીદાર બહારવટીયા ખડા થઇ ગયા. ગાડાં થંભ્યાં. જાનમાં રીડારીડ થઇ પડી. બંદૂક તાકીને બહારવટીયો બોલ્યો:

"કોઇ ઉઠશો મા. ને કોઇ રીડયું ય પાડશો મા. અમારે કોઇને લુંટવા નથી. ફકત એક હરામી વરરાજાને જ નીચો પછાડો."

બાવડું ઝાલીને માણસોએ વરને પછાડયો. મુળુએ હાકલ કરી "હવે કાઢય તારાં ઘરાણાં"

ઘરાણાંનો ઢગલો થયો: મુળુ પોતાના ભેરૂ સતાર તરફ ફર્યો. "પેરી લે બેલી!"

ફરીવાર વર તરફ જોયું: "છોડય મીંઢળ!"

મીંઢળ છૂટયાં. બહારવટીએ કહ્યું, "બાંધી દ્યો ભેરૂને કાંડે!"

મીંઢળ, દાગીના, તરવાર, તોડા, તમામ શણગાર વરનાં શરીરેથી ઉતરીને ભાઇબંધ સૂતારને શરીરે શોભવા લાગ્યાં.

"હવે ચડી જા ગાડે બેલી!"

ભાઇબંધ ગાડે ચડયો. મુળુ જોઇ રહ્યો. "વાહ! ઠાવકો જુવાન હો! આ સવેલીચોરના કરતાં તો તુંને આ વેશ વધુ અરધે છે. એ બાઇ! વરની બેન! કેમ ચુપ થઇ ગઇ? આને માથેથી લુણ ઉતારવા માંડ. ને સહુ બાઇયું દીકરીયું જેમ ગાતી'તી તેમજ ગાવા માંડો, જો આ સવેલીચોરને જીવતો રાખવો હોય તો."

ગીત ઉપડયાં. લૂણ ઉતરવા માંડયાં.

"હાં હાંકો જાન, અમે ભેળા છીએ."

સવેલીચોરને જંગલમાં કેદ રાખી બહારવટીઓ મુળુ પોતાના સાચા ભાઇબંધને પરણાવવા ચાલ્યો. કોઇ ચું ચા કરી શકયું નહિ. સહુએ થરથરતે શરીરે ઝટપટ વિવાહ ઉકેલ્યા. સાચા વર વેરે કન્યા ચાર મંગળ વર્તી. જાન પાછી વળી. એ ને એ ગાડે બહારવટીયો વરવહુને એના ગામમાં લઇ ગયો. અને સાંજરે ગામને સીમાડે ઉભા રહી ભાઇબંધને ભલામણ કરી કે "ભાઇબંધ! આપણો કરાર યાદ કરજે. કાલ સવારે સામા ડુંગરામાં આવી મળવાનું છે. નીકર તારૂં મોત સમજજે!"



૨૬

"અરે મહેરબાન! આંગળી ચીંધ્યાની ગુનેગારી? મારા ગામમાં બહારવટીયા ભરાણા છે, એવા વાવડ દીધાનું ઉલટું આ ફળ? સંચોડું ગામ જ સળગાવી દેશો?"

"બીજો ઇલાજ નથી. તમે સંધીઓ પણ શામિલ છો. તમારા ગામને સાફ કરવું જ પડશે."

શેધડા ગામને પાદર ગામેતી તૈયબ સંધી આડો પડી પડી પાઘડી ઉતારે છે, અને બે ગોરા સાહેબો ઘાસનો સળગતો પૂળો લઇ ગામને આગ લગાડે છે. વાર્યા રહેતા નથી. ભેળી બલોચોની ફોજ છે.

બે ગોરામાં એક છે ઓખામંડળનો જાલીમ રેસીડેન્ટ રાઇસ ને બીજો છે આસીસ્ટંટ પોલીટીકલ હેબર્ટ સાહેબ.

બહારવટીયા ગામની અંદર ઝાંપા આડાં ગાડાં મેલીને ઓથ લઇ ગયા છે. હલ્યા આવો! હલ્યા આવો! એવા ચરકા કરે છે.

વાડયમાં પૂળો મેલાણો. ગામ સળગ્યું. પણ સામી બહારવટીયાઓની સનસનાટ કરતી ગોળીઓ આવી. ફોજના ત્રણ બલૂચો પડયા. ફોજ પાછી હટી.

આખરે તોપ આવી પહોંચી. બે બહાર કર્યા ત્યાં તોપ બગડી ગઇ.

"વીંટી લ્યો ગામને." એવો હુકમ દઇ ગોરાઓએ ગામ ફરતો ઘેરો ઘાલ્યો. રાત પડી ગઇ. ગોરાઓ પોતાના તંબુમાં પેઠા.

ચંદ્રમા આથમીને અંધારાં ઉતર્યાં. અને પોષ મહિનાની ટાઢમાં ટુંટીઆં વાળીને બેઠેલાં કૂતરાં ભસવા લાગ્યાં.

પહેરગીરોએ પોતાની તીણી આંખે અંધારાં ચીરીને જોયું: બુમ પાડી "ભાઇ, બહારવટીયા જાય છે."

"ચુપ રહો! ચુપ રહો! ટાઢ વાય છે." કહીને ફોજના બલુચો સૂતા રહ્યા.

સાહેબોના તંબુ અને બલુચોની ચોકી, બે ય વચ્ચે થઈને બહારવટીઆ ચાલી નીકળ્યા. પણ કોઈ સળવળ્યું નહિ.

સવાર પડ્યું ને સેનામાં શૂરાતન પ્રગટ્યું. બીંગલ ફુંકાણાં. હુકમ છૂટયો કે "હાં, ગામ ઉપર હલ્લો કરો."

સેનાએ શાંતિથી ગામ લુંટ્યું. બલુચોએ અબળાઓની આબરૂ પાડી. એ અત્યાચાર એક પહોર ચાલ્યો.

લુંટ અને બદફેલી ખતમ કરાવીને ગોરાઓ તંબુમાં આવ્યા પોતે બહારવટીયાને કેવી બહાદુરીથી નસાડ્યા તેનો અહેવાલ લખવા બેઠા. તા. ૨૭ : ૧૧ : ૧૮૬૫



## ૨૭

થાણાદેવળી ગામની દરબાર કચારીમાં, લખમણ વાળા દરબારની હાજરીમાં અભરામ નામના મકરાણીએ નીચે પ્રમાણે વાત વારે-વારે કહી સંભળાવેલી :

આભપરા ડુંગર ઉપર, સોન કંસારીનાં દેરાંની ઓથ લઇ પોણોસો વાઘેરો સાથે મૂળુ માણેક પડયો હતો. એની સામે નગર વડોદરાની મળી નવ સો માણસની ફોજે, નીચલે ગાળેથી મોરચા માંડયા. ફોજની પાસે નવી નવી ઢબનાં હથીઆર છે, દારૂગોળા છે: ને વાઘેરો તો જેવાં જડયાં તેવાં હથીઆરે ટક્કર લઇ રહ્યા છે.

રોંઢા સુધી ટપાટપી બોલી, પણ ગીસ્તને વાઘેરો પાછી ન વાળી શકયા. ધીરે ધીરે ગીસ્ત પગલાં દબાવતી ઓરી આવવા લાગી. બહારવટીયાની પાસે દારૂગોળો ખૂટી ગયો. મુળુ મરણીયો થયો. એણે આજ્ઞા દીધી કે "બાલબચ્ચાંને ડુંગરાની પાછલી બાજુએ ઉતારી નાખો. અને છેલ્લી વારના 'જે રણછોડ' કરી જૂદા પડી જાઓ !"

પોણોસો વાઘેરો તરવારો દાંતમાં ભીંસીને છેલ્લા અકેકે બબ્બે ભડાકા જેટલા દારૂવાળી બંદૂકો સાથે હેઠા ઉતર્યા. પણ ઉપરથી આવતા પોણોસોનો ધસારો એ ફોજને પંદરસો જેટલો લાગ્યો.

ગીસ્ત ભાગી. પોણો સો મરણીયાના હલ્લા નિહાળતાં જ ગીસ્તના આત્મામાંથી રામ ગયા. આડી અવળી ગાળે ગાળે અટવાતી ફોજ ઉપડી અને મૂળુએ હાકલ કરી કે "ભજો મા ! પે ભજો મા ! નીમક લજાવો મા, જુવાન્યો ભજો મા !" પણ ગીસ્ત તો ભાગી તે ભાગી જ.

"ખબરદાર ભાઇ !" મુળુએ માણસોને કહ્યું; "ભજાને માથે ઘા ન કરજો હો કે !"

ભાગતા શત્રુની ઉપર ઘા ન કરવાનું વાઘેર બહારવટીઆનું બિરદ હતું. તે પ્રમાણે વાઘેરોએ બંદૂકો વછોડવી બંધ કરી. પણ બંદૂકના ધૂમાડા વીખરાયા અને ઉઘાડા અજવાળામાં વાઘેરોએ એક આદમીને ઉભેલો દીઠો: જાણે મસ્જીદમાં નમાજ પડતો હોયની એવો અચળ બની ઉભો છે. એને મોતનો ડર નથી.

ભુંગણ ઉપર દારૂગોળા ને હથીઆરોનો પથારો પડયો છે. ખાવાનાં ભાતાં પડયાં છે: અને એ બધાના વચ્ચે ઉભો છે એક

જુવાન આદમીઃ હાથમાં છે જમૈયોઃ જમૈયો ચક! ચક! ચક! ચક! થઇ રહ્યો છે. જુવાનને ઝીણી પાતળી દાઢી છે. મુસલમાન દેખાય છે. પણ નકલ નહિ, અસલ મુસલમાન છેઃ આરબ છેઃ ભેટમાં ત્રણ ચાર જમૈયા ધબ્યા છે

ધસારો કરતો બહારવટીયો ઉભો રહી ગયો. પાછળ ધસી આવતાં માણસોને પોતે પંજો આડો ધરી અટકાવ્યા. અને હુકમ કર્યો : "એને કેડી દઇ દ્યો બેલી : એ બહાદુર છે : નવસોમાંથી એકલો ઉભો રહ્યો છે, એને માથે ઘા ન હોય. કેડી દઇ દ્યો."

માણસોએ મારગ તારવી દીધો. શત્રુને ચાલ્યા જવાની દિશા દીધી.

પણ શત્રુ ખસતો નથી.

એ તો ઉભો જ છે; હાથમાં ઉગામેલો ચક! ચક! જમૈયો; ઠરેલી આંખો : ભરેલું બદન : ગુલાબના ગોટા જેવું મ્હોં : એવો શત્રુ, ભાગી ગયેલી ગીસ્તના દારૂગોળા ને સરંજામની વચ્ચે, બુંગણ ઉપર ઉભો છે. એકલો ઉભો છે.

બહારવટીયો નિરખી નિરખીને જોઇ રહ્યો. બોલ્યો "શાબાશ બેલી! છાતીવાળો જુવાન! ચાલ્યો જા દોસ્ત! તુંને ન મરાય! તું શૂરો : ચાલ્યો જા!"

તો ય આરબ ઉભો છે. બહારવટીયાને દારૂગોળો હાથ કરવાની ઉતાવળ છે, આકળો બહારવટીયો ફરી પડકારો કરે છે કે

"હટી જા જુવાન, ઝટ હટી જા!"

જુવાનના હોઠમાંથી અવાજ નીકળ્યો "નહિ હટેગા!"

"અરે બાપ! હટી જા. તું આંહી જાને નથી આવ્યો."

"નહિ હટેગા! હમ નીમક ખાયા! હમ નહિ હટેગા!"

"અરે ભા! હટી જા, અમારે દારૂગોળો હાથ કરવો છે."

"યે મેધજીન, ઔર દારૂગોળા, હમારા સિર સાટે. સિર પડેગા, પીછે ઇસ સરંજામ પર તુમારા હાથ પડેગા. હમ નહિ હટેગા. હમ નીમક ખાયા."

બહારવટીયાએ આ વિલાયતી જૂવાનના ગુલાબી બદન પર સાચો રંગ પારખ્યો. સાથીઓની તરફ વળીને કહ્યું કે 'આવા વીરને એકલાને આપણે સામટા જણ ભેગા થઇને મારી પાડીએ ઇ શોભે ? બોલો ભાઇઓ !"

માણસો બોલતાં નહોતાં. જમૈયાવાળા જુવાનને જોઇ રહ્યાં હતાં. જુવાન અબોલ હતો, પણ એના દેખાવની ખુમારી જાણે હાકલ કરી કરીને બોલતી હતી કે "નહિ હટેગા, નીમક ખાયા."

મુળુએ આજ્ઞા કરી : "આવો બેલી ! આપણે સહુ બાજુએ બેસી જાયીં. આપણામાંથી એક એક જણ ઉઠો. ને આ જૂવાનની હારે જુદ્ધ માંડો. બાકી ઇ પડે ત્યાર પહેલાં એના સરંજામને અડવું અગરાજ છે."

બધા જણ બાજુએ બેઠા. એક જુવાન ઉઠીને આરબ સાથે બાખડયો. નીમકની રમત રમતો રમતો આરબ આખરે પડયો. મુળુએ મરતા શત્રુની પીઠ થાબડી :

"શાબાશ તારી જણનારીને જુવાન !"

આરબની લાશ ઉપર બહારવટીયાએ કીનખાબની સોડય ઓઢાડી. લોબાનનો સુગંધી ધુપ દીધો. અને મુસલમાનની રીતે બહારવટીયાએ જુવાનને દફનાવ્યો.



વાત કરનાર મકરાણી અભરામે કહ્યું કે "બાપુ! હું યે ઇ નવસો જણાની ગીસ્તમાં હતો. ભાગવાનું વેળુ ન રહેવાથી હું ઝાડવાની ઓથે સંતાઇ ગયો'તો. સંતાઇને મેં આ આખો ય કિસ્સો નજરોનજર દીઠો'તો. જેવું જોયું છે તેવું જ કહું છું."

## ૨૮

ડુંગરની બેખ ઉપર માથું ઢાળીને મૂળુ માણેક બેઠો છે. રોઇ રોઇને આંખો ઘોલર મરચાં જેવી રાતી થઇ ગઇ છે. પડખે બેઠેલા માણસો એને દિલાસો આપવા લાગ્યા:

"મુરૂભા! છાતી થર રાખો. હવે કાંઇ મુવેલો દેવોભા પાછો થોડો આવે તેમ છે?"

"બેલી! ભાઇ મુવો તે કારણે નથી હું રોતો. એવા સાત ભાઇને પણ રણછોડરાયના નામ માથે ઘોળ્યા કરૂં. પણ દેવો તો અમારા કુળને બોળીને મુવો."

થોડીવાર બહારવટીયો છાનો રહ્યો. પછી બોલ્યો "મારી મનની મનમાં રહી ગઇ. દેવાના કટકા મારાથી થઇ શકયા હોત તો મારા હાથ કેવા ઠરત! દુનિયાને દેખાડત કે ભાઇએ સગા ભાઇને અધરમ સાટુ છેદી નાખ્યો. પણ હવે બાજી ગઇ."

"મુરૂભા! માછરડાને પાદર વડલા નીચે સાહેબોએ દેવુભાની લોથ લટકાવી છે."

"ભલે લટકાવી....જગત જોશે કે અધરમીના એવા હવાલ હોય. રંગ છે સાહેબોને. ભલે એની કાયાને કાગડા કુતરા ખાતા."

"મુરૂભા! હવે ઇ લોથમાં તો દેવુભાનો આતમા નથી રહ્યો. પાપનો કરનારો પ્રાણ તો ચાલ્યો ગયો છે. અને ખોળીયું તો હિન્દુ મુસલમાન સહુને મન સરખું જ પાક લેખાય. એ ખોળીયાને અવલ મંજલ પોગાડ્યા વિના દેવુભાનો જીવ પ્રેતલોકમાં ઝંપશે નહિ."

"ભલે, તો લઇ આવીએ."

એટલા જણાની સરદારીએ ફોજ ઉપડી. ઘોડાંનો ઘેર થઇ ગયો. બંદૂકોમાં કારતૂસ ચડી ગયા. આભ ધુંધળો થયો.

જુટાવદરના કોઠા ઉપરથી ચાડિકાએ ડમરી દીઠી એટલે દેવાને ચેતાવ્યો કે "દેવુભા, વાર આવતી વરતાય છે."

ફોજ પહોંચે તે પહેલાં તો કોઠા ઉપરથી ઠેકી ઠેકીને દેવાની ટુકડી ભાગી છૂટી. અને વ્હારે એનો પીછો લીધો. વાઘેરો ઉતરીને વડાળી ગયા. વડાળી થઇને નવાગામ નીકળ્યા. નવાગામના વાડમાં પલટનના માણસો આંબી ગયા. ધીંગાણું થયું. બે વાઘેર ને ત્રણ પલટનીયા કામ આવ્યા, પછી ફોજવાળાએ ઓડા બાંધ્યા. સાહેબે આજ્ઞા કરી કે "રાજા બહાદૂર જાલમસંગ! તમે ફુગાસીઆ અને જામવાળીના ડુંગરા ઝાલો."

જાલમસંગ ફુગાસીએ ચાલ્યા. અને વાઘેરોએ માછરડાની ધાર ઝાલી.

માછરડાની ધાર તો નાની એવી ટેકરી છે. ચારે બાજુ મેદાન છે. ઉગમણી નદી ચાલી જાય છે. ટેકરી ઉપર કાંઇયે ઓથ નથી. ત્યાં વાઘેરોએ ખાડા ખોદીને જેવી તેવી આડશ કરી દીધી.

ત્રણસો હથીઆરધારીઓએ ત્રણ બાજુથી લુંટારાને વીંટી લીધા.

"સાહેબ!" ઉપર પહોંચવા માટે આકળા થઇ ગયેલા ગોરા સાહેબ લાટૂશને રાવ બહાદુર પોપટ વેલજી નામના અધિકારીએ વાર્યા, "સાહેબ! સાહસ નથી કરવા જેવું. ધીરા રહેજો!"

"હવે વાણીયો થા મા, વાણીયો!" એવો જલદ જવાબ આપીને લાટુશે ધાર ઉપર ઘોડાં મારી મૂક્યાં.

ઉપરથી બહારવટીયાની ગોળીઓના મે વરસ્યા. પેડુમાં જખ્મ ખાઇને જુવાન લાટુશ ઘોડા ઉપરથી ઉછળ્યો. નીચે પટકાયો.

ફોજના ગોળીબારે વાઘેરોનો પણ સોથ વાળ્યો. દુષ્ટ દેવોભા પણ છેલ્લે છેલ્લે ખરી બહાદૂરી બતાવતો, જખ્મોમાં વેતરાઇ જઇને ઢાલને ટેકે પડયો હતો. બાજુમાં બે જોટાળી બંદૂક હતી. મરતો

મરતો એ મીંયા અલ્લીની વાટ જોતો હતો. અલ્લીને પોતાની સાથે લઇ જવાની એની છેલ્લી ઇચ્છા હતી. એ વખતે લાટુશના મોતથી વિફરેલો હેબર્ટ હાથમાં ઉઘાડી તલવાર લઇ ઘૂમે છે. એવે એણે એક જગ્યાએ દેવાને પડેલો દીઠો. એને મુવેલો માની ગોરો તલવારની અણી હૂલાવવા ગયો. મરણની તૈયારી કરતા વાઘેરે સૂતાં સૂતાં પોતાના પડખામાં પડેલી બંદૂક ઉપાડી હેબર્ટને ત્યાં ને ત્યાં ફુંકી દીધો અને પોતે પણ થડકારાથી શ્વાસ છોડયા. (કહે છે કે લાટૂશને પણ દેવાએ ત્યાં જ મારેલો.)

એ ધીંગાણાંમાં કામ આવેલા ઓગણીસ જણની લાશો બીજે દિવસે માછરડાને પાદર વડલાની ડાળે લટકી ત્યારે મુલકમાં થરેરાટી બોલી ગઇ.

મધરાતે મુળુ માણેક આવી પહોંચ્યો. ચોકી વચ્ચેથી ભાઇની લાશ ઉપાડી ગયો. સોગઠીને પાદર જઇને લાશને દેન દીધું.

માણેકે માંડવ રોપીયા, વાગે ત્રંબક તૂર,
દેવે ખાગેથી ડંસીયા હેબટ ને લટૂર.

[ માણેક વાઘેરે માંડવા રોપ્યા. ત્રાંબાળુ ઢોલ ને તૂરીના નાદ થયા. દેવાએ તલવારથી હેબર્ટ અને લટૂશ, બન્ને ગોરાઓને માર્યા. ]



*માછરડે શક્ત્યું મળી પરનાળે રગત પીવા,
અપસર થઇ ઉતાવળી વર દેવો વરવા.

આજે ત્યાં–માછરડા પર બે સાહેબોની કબરો છે.

બુઢ્ઢા વાઘેરો દ્વારકાને બંદીખાને પડયા પડયા રોજેરોજ અને પ્હોરે પ્હોર ધીંગાણાંના સમાચારની વાટ જોવે છે. બહારવટામાં કોણ કોણ મર્યું તેની બાતમી આ બુઢ્ઢાઓને દરોગો આપ્યા કરે છે. એ રીતે આજે આવીને દરોગાએ સંભળાવ્યું કે "રવા માણેક!"

લબડતી ચામડીવાળા, સકાએલા વાઘેર કેદીએ ઉંચું જોયું.

"રવા માણેક! માછરડાની ધારે તારો દેવો મર્યો."

સકું મ્હોં મલકાવીને કેદીએ માથું ધુણાવ્યું : "મરે નહિ, જેલર સાબ! મારો દેવડો આમે આમે મરે નહિ. ખોટી વાત."

દરોગાએ કહ્યું "બુઢ્ઢા, દેવો બે ગોરાને મારીને મર્યો."

સાંભળતાં જ બુઢ્ઢાની આંખ ચળકી. ટટ્ટાર થઇને એણે પુછ્યું "બે ગોરાને?"

"હા, હેબટ અને લાટુશ બેને."

"આહા! બો દેવડો બો! રંગ આય! રંગ આય! રંગ દેવડો!"

એટલું બોલતાં બુઢ્ઢો હરખના ઉન્માદમાં ત્યાં ને ત્યાં ઢગલો થઇ પડયો. પોરસથી એની છાતી ફુલાણી અને શ્વાસ ચાલ્યો ગયો.

---

*કીનકેઈડનું ભાષાન્તર :

**On Machardа Hill the Goddess (Kali)**
**came to drink the blood of men**
**And the Apsuras came in haste to wed**
**the hero dev (Manik).**

## ૨૯



"મુરૂભા ! આ વાડીની ઘટા ઠાવકી છે. ભૂખ્યા થાકયા આંહી જ વિસામો લઇએ."

"હા વેરસી ! માણસું અનાજની ના પાડશે.પણ ઝાડવાં કાંઇ છાંયડીની ના પાડશે ?"

હસીને જવાબ દેતાં દેતાં બહારવટીઆએ પોતાના દુબળા દેહ ઉપરથી હથીયાર છોડયાં. બરડાના વાછરડા ગામની સીમમાં એક વાડીનાં ઘટાદાર ઝાડવાં હેઠળ એણે પોતાનું થાકેલું ડીલ પડતું મેલ્યું. ભૂખ અને ઉજાગરે એના પહાડી દેહને પણ પછાડી નાખ્યો હતો.

વૈશાખની ઉની લૂ વાતી હતી. ચારે કોર ઝાંઝવાં ! ઝાંઝવાં ! ઝાંઝવાં ! જાણે નદી સરોવર ભર્યાં છે; ને કાંઠે મોટી નગરીઓ જામી પડી છે !

બીજા ચાર સાથીડા ભેળા હતા તેણે પણ હથીયાર પડીયાર ઉતારીને ઓસીકે મેલ્યાં. ઝાડને થડ ટેકો દઇ પરાણે હસતું મ્હોં રાખતો બહારવટીયો બોલ્યો :

"જોયું ભાઇ જગતીયા ! આ ઝાંઝવાં જોયાં ? ઓખો જાણે આપો ઉભો ઉભો હાંસી કરી રહ્યો છે ! અરે ભુંડા ! પાંજે વતન થઇને ટરપરાવછ ? અટાણે ?"

મુળુએ મ્હોં મલકાવ્યું : પણ એની આંખોમાં જળજળીયાં ભરી આવ્યાં.

હાદા કુરાણી જોઇ રહ્યો : "હઠ મુરૂભા ! કોચવાઇ જવાય કે ?"

"અરે ના રે ના ! ઇ તો મુને જોધો કાકો ને દેવોભા સાંભરી આવ્યો. પંદરસોની ફોજ ફેરવતા, તેમાંથી આજ પાંચ રહ્યા હવે પાંચમાંથી તો કોઇ ખસો એમ નથી ને ભાઇ ?"

નાગસી ચારણે પોરસ ચડાવ્યોઃ "આ પાંચ તો પાંડવું જેવા રીયા છીએ મુરૂભા. હવે તે ખસીએં ? આવો સાથ છોડીએ ?"

"અને હવે કયાં ઝાઝા દિ' કાઢવા છે ? ઠીક લાંઘણું થાવા લાગી છે. હવે તો દ્વારકાનો ધણી વેલી વેલી દોરી ખેંચી લેશે !" મૂળુ પરાણે હસતો હસતો બોલ્યો.

"એ... ભૂખનો વાંધો નહિ મુરૂભા !" વેરસી બગાસું ખાતો બોલ્યોઃ 'ભૂખ ખમાય, ઉજાગરા ન ખમાય. અટાણે ભલેને કોઇ ભોજન ન આપે ! કાંઇ ઉંઘવાની કોઇ ના પાડે એમ છે ? ઉંઘ કરીને ભૂખ વિસરશું."

સહુએ એક પછી એક બગાસાં ખાધાં.

"મુરૂભા ! હથીયાર છોડવાનું મન થાય છે ?"

"હવે હથીઆર છોડું ! કિનારે આવીને બુડું ? અટાણે તો દેવાવાળું ગીત મ્હોંયે ચડે છે."

ધીરે કંઠે મુળુ ગાવા લાગ્યોઃ

*ના રે છડિયાં હથીયાર અલાલા બેલી !
મરણેંજો હકડી વાર, દેવોભા ચેતો
મુરૂભા વંકડા ! ના છડિયાં હથીયાર !

[હથીઆર નહિ છાડીએ. અલ્લા ! અલ્લા ! કરો ઓ ભાઇઓ ! એક વાર મરવું તો છે જ. દેવોભા કહે છે કે ઓ વંકડા મરદ મુળુભા ! આપણે હથીઆર નહિ છાડીએ.]

*પેલો ધીંગાણો પીપરડીજો કીયો હતે
કીને ન ખાધી માર, દેવોભા ચેતો
મુરૂભા વંકડા ! ના છડિયાં તલવાર !

[પહેલું ધીંગાણું પીપરડીનું કર્યું. ત્યાં કોઇએ માર ન ખાધો.]

લટૂર હેબટજી વારૂં રે ચડિયું બેલી !
ઝલ્લી માછરડેજી ધાર, દેવોભા ચેતો
મુરૂભા વંકડા ! ના છડિયાં તલવાર.

[હેબટ લટૂરની ફોજ ચડી, ત્યારે માછરડાની ધાર પર ચડ્યા.]

જોટો રફલ હણે છાતીએ ચડાયો નાર
હેબટ લટૂર મુંજો ઘા, દેવોભા ચેતો
મુરૂભા વંકડા ! ના છડિયાં તલવાર.

[જોટાળી રાઈફલ છાતીએ ચડાવીને કહ્યું કે જોઈ લેજો હેબટ લટૂર ! મારો ઘા કેવો થાય છે.]

ડાબે પડખે ભેરવ બોલે જુવાનો !
ધીંગાણેમેં લોહેણુજી ઘમસાણુ, દેવોભા ચેતો—મુરૂભા૦

[ડાબી બાજુએ ભેરવ–પક્ષી બોલ્યું છે. માટે આજ તો ધીંગાણામાં લોઢાનાં ઘમસાણ બોલશે. આજ મરશું એવાં શુકન દેખાય છે.]

ચારે જણા લ્હેરથી ગીત ઝીલવા લાગ્યા. ગાઇને ભૂખદુઃખ વિસરવા લાગ્યા.

ગાતો ગાતો મુળુ ઝોલે ચડયો, નીંદરે ઘેરાણો. ચારે સાથીડાનાં પોપચાં પણ ભારી થવા લાગ્યાં. ભેળો એક જણ ચાડીકો હતો. એને બેસાડયો ઝાડ માથે. અને પાંચેને નીંદરે ઢાળી દીધા. થાંપણો, ઉજાગરા અને રઝળપાટ થકી લોથપોથ થયેલાં શરીરો ઘસઘસાટ નખાઇ ગયાં.

બંદુક લઈને ઝાડ ઉપર બેઠેલ આડીકાને પણ ઝોલાં આવવા લાગ્યાં. બંદુક પર ટેકો લઈને એ પણ જામી ગયો.

સીમમાં એક આદમી આંટા મારે છે. એણે આ સૂતેલા નરોને નિરખ્યા. ઓળખ્યા. બાજુમાં જ પોરબંદરની ફોજ પડી હતી તેને જઈ વાવડ દીધા.

ફોજનો દેકારો બોલ્યો ત્યારે બહારવટીયા જાગ્યા. મુળુને મીઠું સ્વપનું ચાલતું હતું. જાણે ગાયકવાડી સૂબા બાપુ સખારામે એને બે હજાર કોરી આપી છેઃ ને પોતે એ પૈસા ખરચી પરણવા ગયો છેઃ પુલેકે ચડ્યો છેઃ રૂપાળી વાઘેરાણી જાણે રાતના છેલ્લે પહોરે એનું કપાળ પંપાળે છે.

એ મીઠું સોણું ભાંગી ગયું. જાગે ત્યાં સામે મોત ઉભું છે.

બહારવટીઓ ઉઠયો. ગીસ્તની સન્મુખ પગલાં માંડ્યાં. ભેરૂઓએ હાકલ દીધીઃ

"મુળુભા ! આમ આભપરા દીમના."

"ના ભાઈ, હવે તો રણછોડરાયજીના દીમના !"

બહારવટીઓ ફોજની સન્મુખ ચાલ્યો. વાર આંબે તે પહેલાં તો પાંચ જણાએ ગામ બહારના એક ઘરનો ઓથ લીધો. એ ઘર ઢેડનું હતું.

વારમાંથી હાકલ પડીઃ "તલવાર નાખી દે, જીવવું હોય તો."

જવાબમાં ખોરડામાંથી બહારવટીયો ગહેકયોઃ ભેળા ચારે ભેરૂએ સૂર પૂરાવ્યાઃ શૂરવીરોએ જાણે પોતાના મોત વેળાની પ્રાર્થના ઉપાડી :

* ના છડીયાં તલવાર અલ્લા લા બેલી !
મરણેજો હકડી વાર ! દેવોભા ચેતો
મુરૂભા વંકડા ! ના છડીયાં તલવાર.

---

* કીનકેઇડ આના ભાષાન્તરમાં પણ બહુ છૂટ લે છેઃ એ લખે છે!
Here is a quatrain that was supposed to have

"એ ભાઈ! જીવવા સારુ નો'તા નીકળ્યા. અને પે! આવી જાવ. મરદુંના ઘા જોવા હોય તો ઓરા આવો. આઘે ઉભા ઉભા કાં પડકારા કરો?"

પાંચ જણા ખોરડામાં ભરાઈ બેઠા હતા, પણ ફોજનાં પાંચસો જણમાંથી કોઈની છાતી નહોતી કે પડખે આવે. છેટેથી જ બંદુકોનો તાશેરો થયો.

પણ બંદુકોની ઝીંકે ખોરડું પડ્યું નહિ. બહારવટીઆએ પણ સામો ગોળીઓથી જવાબ વાળ્યો.

"એલા સળગાવો ખોરડું!" ગીસ્તમાં ગોઠવણ થવા લાગી.

બંદુકના ગજ સાથે દારૂની કોથળી ટીંગાડી. કોથળીની સાથે લાંબી જામગરી બાંધી. જામગરી સળગાવીને ગજનો ઘા કર્યો. ખોરડા ઉપર પડતાં જ દારૂને દા લાગ્યો. ઘડીકમાં તો ખોરડાને મોટા મોટા ભડકાએ ઘેરી લીધું.

જ્યારે બહારવટીઆ ધુમાડે મુંઝાઈ ગયા, ત્યારે મુળુએ પોતાના ચારણ ભેરૂને સાદ દીધો : "નાગસી ભા! તું ચારણ છો. માટે તું મારૂં માથું ઉતારી લે. મારૂં મોત ગીસ્તને હાથે બગડવા મ દે. મારૂં માથું વાઢીને ફોજ લઈ જાશે અને મલકને દેખાડશે. એથી તો ભલું કે તું દેવીપુતર જ વાઢી લે."

ચારણ મુંઝી ઉઠયો. મુળુભાનું માથું વાઢવાનું જોર એની છાતીમાં નહોતું. દડ! દડ! દડ! ચારણનાં નેત્રોમાંથી નીર દડી પડ્યાં.

---

been chanted as the storming party came up and from its spirit, might have been sung on "the banks of the proud Eurotas:—

"Hear the brothers Manik say,
"Fame or death be ours to-day,
"Captives we shall never be,
"Death may find, but find us free.

"બસ! ચારણુ! મારૂં મોત બગાડવું જ હતું કે? ઠીક ત્યારે બેલી, ઉઘાડી નાખો બારણું."

*પાંચે જણા બહાર નીકળ્યા. સામેથી ગોળીઓની ઝીંક બોલી અને આંહી છેલ્લા નાદ સંભળાણા:

"જે રણછોડ! જે રણછોડ! જે રણછોડ!"

ઇંદર લોકથી ઉતરીયું, રંભાઉં બોળે રૂપ
માણેક પરણે મૂળવો, જ્યાં ભેળા થીયા ભૂપ.

[ઇંદ્રલોકથી રંભાઓ મહા રૂપ લઇને ઉતરી: જ્યાં ભૂપતિઓ ભેળા થયા છે અને મૂળુ માણેક પરણે છે ત્યાં-રણક્ષેત્રમાં.]

નારીયું નત્ય રંડાય, નર કેદિ રંડાય નહિ,
ઓખો રંડાણો આજ, માણેક મરતે મૂળવો.

[સ્ત્રીઓ તો રંડાય છે. પણ પુરૂષ કદિ રંડાતો નથી. છતાં આજ તો મૂળુ માણેક મરતાં ઓખો (ઓખામંડળ) કે જે પુરૂષવાચક છે, તે રાંડી પડયો. નિરાધાર બન્યો.]

## ૩૦

પોરબંદરની બજારમાં શેઠ નાનજી પ્રેમજીની દુકાન પર ગીસ્ત ઉભી છે. વચ્ચે પડયું છે એક વાઢી લીધેલું માથું: કાળો ભમ્મર લાંબો ચોટલો વીખરાણો છે.

---

*કોઇ જાણકારો એમ પણ કહે છે કે મુળુ માણેક છેલ્લી વાર ટાબરા પાસે ઘેરાણો ત્યારે તેના સાથી હરદાસ રબારીએ કહ્યું "મુળુભા! તું એકલો બહાર નીકળી જા, તું એકડો આબાદ રહીશ તો મીંડાં તો ઘણાં ચડી જશે.' મહા મહેનતે મુળુ માણેકે આ સલાહ સ્વીકારી,—ધાબળો ઓઢી, તલવારનો પટો કાઢી બહાર નીકળ્યો. પણ ધાબળાનો છેડો ઉંચો થઇ જતાં ડાબા પગમાં રાજચિન્હ તરીકે સોનાનો તોડો હતો તે દેખાઈ જતાં જ મકરાણી જમાદાર શેરાબ વાલેછંગાએ ભડાકા કર્યા ને બહારવટીયાને મારી પાડયો. પછી તો કાઠીઆવાડમાં ખબર પડતાં, વાઘેરોના પોરસવાળો એક સરવૈયો રજપૂત સો આઠ ઉપરથી ઘોડે ચડીને આવ્યો અને મુળુ માણેકના મારનાર એ જમાદાર શેરાબ વાલેછંગાને ગોતીને ઠાર માર્યો.

નમણા મોઢા ઉપર લોહી રેળાયા છતાં યે મ્હોં રૂડપ મેલતું નથી. હમણાં જાણે હોઠ ફરફરાવીને હોંકારો દેશે ! એવા માથા ઉપર ગીસ્તના માણસો દારૂ છંટાવતા હતા.

પાસે ઉભેલા એક નાગર જુવાને એ વાઢેલા માથાની મુખમુદ્રા ઓળખી. એના મ્હોંમાંથી વેણ નીકળી પડ્યું કે "આ તો મુળુ માણેકનું માથું !"

પચાસેક આંખો એ બોલનાર ઉપર ચોંટી ગઇ. સહુને અજાયબી થઇ. મીંયાં અલ્વીનો એક જાસૂસ પડખે ઉભો હતો તેણે આ નાગર જુવાનને નરમાશથીઃ પૂછ્યું "તમે કેમ કરીને જાણ્યું ભાઇ !"

એક જ પલમાં જુવાન ચેતી ગયો. એ માથાના ધણીને વારેવારે દીઠેલો, ઘેરે નોતરેલો, પ્રેમથી હૈયા સરસો ચાંપેલો, એ બધી વાત ભૂલીને જવાબ દીધો કે "એ તો બહુ રૂપાળું મોઢું છે, તેથી એમ લાગ્યું."

વાત અટકી ગઇ. નાગર બચ્ચો અણીને સમયે ઉગરી ગયો, અને એ રૂપાળા માથાને કપાએલું દેખી. ભાંગી પડતે હૈયે ઘર તરફ ચાલ્યો ગયો.

ગોમતીએ ઘુંઘટ તાણીયા, રોયા રણછોડરાય !
મોતી હુતું તે રોળાઇ ગીયું, માણેક ડુંગરમાંય.

[ ગોમતીએ શોકથી મ્હોં પર ઘૂમટો ઢાંકયો. રણછોડરાય પણ રડયા. કેમકે માણેક રૂપી મહામોલું મોતી ડુંગરમાં નાશ પામ્યું. ]



# ઐતિહાસિક માહિતી

૧. વૉટસન કૃત 'કાઠીઆવાડ સર્વ સંગ્રહ' : પાનું ૧૧૬-૧૧૭ ૩૧૩-૩૧૮ : વોટસનનું વર્ણન ઉપરછલ્લું અને અમલદારશાહીની એકપક્ષી દૃષ્ટિથી જ લખાએલું છે.

૨. 'ઓખામંડળના વાઘેરોની માહિતી' : રચનાર-દૂ. જ. મંકોડી તથા હ. જૂ. વ્યાસ, દ્વારકા; મૂળ રા. સા. ભગવાનલાલ સંપતરામે લખેલ ઇતિહાસ પરથી ઉતારેલું આ પુસ્તક ઇ. સ. ૧૮૯૫માં પ્રગટ થયેલું. એમાં સારી પેઠે, સમતોલ અને પ્રયત્નપૂર્વક એકઠી કરેલી માહિતી છે.

૩. મારા વૃત્તાંતમાં મહત્ત્વના પાત્ર રૂપે આવનાર રામજી શેઠના પૌત્ર રતનશી ભાઈ, કે જે આમાંની અમૂક ઘટનાઓના ખુદ સાક્ષી છે, તે હજુ બેટમાં હૈયાત છે. જોધા માણેકની મહાનુભાવતા એણે નજરો-નજર દીઠી છે.

૪. આ નવી આવૃત્તિમાં ઝીણી મોટી જે ઘણી ઘણી હકીકતો ઉમેરી શકાઇ છે, તે લગભગ સાક્ષી રૂપે જીવતા માણસો પાસેથી મળેલી છે. તેઓનાં નામ આપી શકાય તેમ નથી.

# જેસાજી વેજાજી



:: જુના સમયનું ઓઠારણું ::

[ આશરે ઇ.સ. ૧૩૫૦માં જુનાગઢની ગાદી ઉપર રા' મેંગાર રાજ કરે : એને ખીમજી નામે એક કુંવર.

કુંવર ભીમજી વેરે પોતાની કન્યાના સગપણ માટે ઇડર રાજે શ્રીફળ મોકલેલું. ભીમજીએ પિતાને કહ્યું કે "બાપુ ! તમે પોતે જ વધાવો તો ?"

રા'ની નિષ્ઠા ભીમજીને ભાસી ગઈ હશે.

રા' બોલ્યા : "ભાઇ ભીમજી, તો પછી ઇડરનો ભાણેજ કાંઇ ફટાયો રહી શકે ખરો ?"

ભીમજી : "ના બાપુ. નહિ જ. નવાં રાજમાતાને જો દીકરો જન્મે તો મારે રાજ ન ખપે. મારો કોલ છે બાપુ !"

રા' ખેંગારજી પરણ્યા. પુત્ર થયો. એટલે પાટવી કુંવર ભીમજી ૪૫૦ ગામડાં લઇને સરવાની ગાદીએ ઉતર્યો.

કોઇ કહે છે કે ૪૫૦ નહિ, પણ ચાર ચોરાસી : એટલે ૧૩૬ : રા. સા. ભગવાનલાલ સંપતરામ લખે છે કે એક જ ચોરાસી.

ભીમજીના છત્રસંગજી ને સૂરસંગજી થયા. છત્રસંગજીના તે સરવૈયા અને સૂરસંગજીના તે ચૂડાસમા :




આખી સરવૈયાવાડ આ બધાની. પણ રા' માંડળિકના સમયમાં જ ઘણો ગરાસ જૂનાગઢે દબાવી દીધો. તેથી બહારવટું મંડાએલું, ગંગદાસજી રા'ની સામે બહારવટે હતા.

ઇ. સ. ૧૪૭૨–૭૩માં માંડળિકને મહમદ બેગડાએ પદભ્રષ્ટ કર્યો. મુસલમાનનું તખ્ત મંડાયું. એણે સરવૈયાઓને પોતાનું આધિપત્ય સ્વીકારવા કહ્યું. એટલે બહારવટીયાઓએ નવી સત્તા સામે મોરચા માંડયા. વીસ વરસ બહારવટું ચાલ્યું.

આખરે ઇ. સ. ૧૪૯૪માં સમાધાની થઈ. પાદશાહે ચોક હાથસણીના બે તાલુકા, કુલ ૬૪ ગામ દીધાં. રા. સા. ભગવાનલાલના 'ઇતિહાસમાં અમરેલી પરગણાનાં ૧૪૪ ગામ આપ્યાં લખેલાં છે.]



૧

> લોળાગળ લાંકાળ ! ગૂંજછ તું મોદળને ગઢે,
> ( ત્યાં તો ) સિંહુળદ્વિપ સોંઢાળ કંપવા લાગે કવટાઉત !

[ હે પાતળી કમરવાળા, માંસના લોળા ગળનારા સાવજ ! હે કવાટજીના પુત્ર જેસાજી ! તું જ્યારે જુનાગઢને કિલ્લે જઈને ગર્જના કરે છે, ત્યારે પાદશાહ રૂપી સૂંઢાળો ગજરાજ કંપવા લાગે છે. ]

“કોઇ અન્નપાણીનું ક્ષુધાર્થી કોઇ ભૂખ્યું ? હોય તો આવી જાજો ભાઇ ! પેલો ભાગ તમારો.”

મધરાતે મસાણમાં બેઠેલા માણસે આ પ્રમાણે સાદ પાડયો અને એ નિર્જન ભૂમિ એના ઘેરા અવાજથી કાંપી ઉઠી. નવરાતના દિવસો ચાલે છે.

અવાજ દેનાર આદમી રજપૂત છે. પડખે ઢાલ તલવાર ને ભાલો પડ્યાં છે. સામે એક તાજું મુડદું બળ્યું હોય તેવી ચિતા સળગે છે. ચિતામાં ભડકા નથી રહ્યા, પણ લાકડાંના મોટાં ખોડસનો દેવતા ચારે બાજુ લાલ ચટક ઝાંય પાડતો, તા ન ઝીલાય તેવો આકરો, કોઇ અગ્નિકુંડ જેવો સળગી રહ્યો છે. રજપૂતનાં ત્રણે હથીઆર એ તેજમાં ચમકે છે. અને મસાણમાં પ્રેત બેઠું હોય તેવો દેખાતો એ ગરાસીઓ આગમાં એક ધીંગા ઘેટા શેકે છે.

શેકીને એણે હાથમાં જમૈયો લીધો, ઘેટાના ભડથામાંથી કટકો કાપ્યો, અને ઉંચે જોઇ હાકલ દીધી કે "કોઇ અન્ન પાણીનું ક્ષુધાર્થી! કોઇ ઉપવાસી!"

હાકલ પૂરી થાતાં જ પાછળથી, રજપૂતના ખંભા ઉપર થઇને એક હાથ નીકળ્યો. પંજો પહોળો કરીને એ હાથ જાણે કે જમવાનું માગે છે. કોઇ બોલતું નથી. રજપૂત ચિતા સામે મ્હોં રાખીને બોલ્યો : "આ લ્યો ભા! તમારે તો મોઢું દેખાડવામાં ય લાજ આવતી હશે! ઠીક! મારે મોઢું જોઇને કરવું છે ય શું?"

રજપૂતને પાછળ નજર ન કરવાની તો પ્રતિજ્ઞા છે. વાંસેથી આવીને કોણ હાથ લંબાવે છે એ જાણવાની એને જરૂર નથી. કોઇ ક્ષુધાર્થી હશે એટલું જ જાણવું બસ હતું. માંસનો પહેલો ટુકડો એણે એ ગેબી હાથની હથળીમાં મૂકી દીધો, લઇને હાથ પાછો ચાલ્યો ગયો.

બીજું બટકું કાપીને જ્યાં રજપૂત પોતાના મ્હોંમાં મેલવા જાય છે, ત્યાં ફરીવાર એજ હાથ લાંબો થયો. ને હથેળી ધરી.

"વળી પાછો લોભ લાગ્યો? ઠીક, લ્યો! ભાગો!"

બીજો ટુકડો પણ રજપૂતે એ હથેળીમાં ધર્યો. લઇને હાથ પાછો ખેંચાઇ ગયો.

ત્રીજો ટુકડો : ચોથો ટુકડો : પાંચમો : છઠ્ઠો :

વારંવાર હાથ લાંબો થતો જ ગયો, ને રજપૂત એને બટકાં આપતો ગયો. એમ કરતા આખો ઘેટો ખલ્લાસ થયો તો યે હાથ તો ફરીવાર બહાર નીકળ્યો.

"રંગ છે તમને ભા ! પત્ય લેવી છે ? લ્યો ત્યારે !"

રજપૂત કળી ગયો. જમૈયો પોતાના શરીર પર મેલ્યો. ઝરડ ! દઇને એણે પીંડી કાપી. કાપીને લોહી નીતરતી એ હાથમાં મેલી; ને જયાં બીજી પીંડી વધેરવા જાય છે ત્યાં મા ! મા ! એવો આકાર થયો. કોણી સુધી હેમની ચૂડીએ ખળકતો કંકુ-વરણો હાથ બહાર નીકળ્યો અને રજપૂતનું જમણું કાંડું ઝાલી લીધું. રજપૂતે હાકલ કરી:

"કોણ છો તું ?"

"બાપ ! હું શકિત !"

એમ કહેતાં દેવી સન્મુખ પધાર્યાં.

"કાં માડી ! કાંડું કાં ઝાલો ?"

"બાપ ! હવે હાંઉ ! ધરાઇ રહી."

"રજપૂતનું પણ લેવું'તું મા ?"

"પણ નો'તું લેવું. પણની કસોટી લેવી'તી. લે બોલ, તું કોણ છો બાપ ?"

"માડી ! હું બહારવટીઓ છું. સારું માણસ તો અહીંઆ ક્યાંથી બેઠું હોય ?"

"નામ ?"

"જેસો."

"સાખે ?"

"સરવૈયો."

"એકલો પંડયે છો ?"

"ના, કાકાનો દીકરો વેજો જોડયમાં છે. અને દાદા ગંગદાસ ગુરૂપદે બેઠા છે."

"કોની સામે ખેડો છો ?"

"પાદશાહ સામે. જુનાગઢ ને અમદાવાદ, બેયની સામે."

"શી બાબત ?"

"અમારાં ૪૫૦ ગામ જુનાગઢે આંચકી લીધા છે.

"બાળબચ્ચાં ?"

"જગદમ્બા જાણે. એની સામું જોવામાં અમારો ધર્મ નથી. સાંભળ્યું છે કે નટનાં પખાંમાં છુપે વેશે રઝળે છે. જાણ થાય તો પાદશાહ છોકરાઓની હત્યા કરે."

"કેટલુંક થયાં નીકળ્યા છો ?"

"કાંઇ સાંભરતું નથી. દાદાને કાળા મોવાળા હતા તે ધોળા થઇ ગયા છે."

"બારવટે પાદશાને પોગાશે બચ્ચા ?"

"સારાં ઘોડાં મળે તો પોગાય માડી ! અમદાવાદ સુધીનો મુલક ધમરોળી નાખીએ."

"જેસાજી ! ઘોડાં કાર નહિ કરે. આ ગરના ડુંગરા અને ઉંડી નદીયુંમાં ઘોડાં ભાંગી જાશે. જાવ બાપ ! સોમત નદીને કાંઠે તમને બે રોઝડાં મળશે. માથે પલાણીને હાંકયા કરજો. નદીયું આવશે ત્યાં ઠેકી જાશે ને ડુંગરાના ગાળા ટપી જાશે. પહાડુંમાં હડીયાપાટી કરશે. જેસાજી ! તેં મને તારૂં અંગ અર્પણ કર્યું, તો મારૂં વરદાન સમજજે કે સતધરમ નહિ ચૂકો ત્યાં સુધી તમારો ધજાગરો હેમખેમ રે'શે.',

કહીને શક્તિ અલોપ થઇ ગયાં.

૨

"ગઢવા ! જમવા મંડો ! કેમ થંભી ગયા ?"

પણ ગઢવો ખાતો નથી. ગામને પદર નટ લોકોના પંખા (પખાઃ ટોળાં) ઉતર્યા છે. સાંજ પડી ને દિવસ આથમ્યો એટલે શહેરના દરવાજા દેવાઇ ગયા છે ને એક ચારણ મુસાફર બહાર રહી ગયો છે. બે ત્રણ છોકરાં ચારણને પોતાના ઉતારામાં તેડી લાવ્યાં, બે બાઇઓ હતી તેણે રોટલા ઘડયા, ચારણને જમવા બેસાર્યો, પણ ચારણ થાળીમાં હાથ બોળતો નથી.

"ગઢવા ! વ્હેમાવ છો ?"

"તમે કેવાં છો મા ! મારી ચારણ દેહ છે, એટલે હું જરાક આંચકો ખાઉં છું."

"ગઢવા ! વન થાશો ? તો વાત કરીએ."

"માડી ! વન તો વાયે ય હલે : હું તો પાણો થાઉં છું : કહો જે કહેવું હોય તે : હું દેવીનું પેટ છું ઇ ભૂલશો મા."

"ત્યારે ગઢવા !

પે પાલટીએં પાટ, પંડ પાલટીએં નહિ !
ઘર ઓળખીએ ઘાટ, જગતે જે જેસંગતણા.

"ગઢવા ! બહુ ભુરી પડી છે. તેથી આ લૂગડાં બદલાવ્યાં છે. પણ પંડય નથી અભડાવ્યાં. અમે નટ નથી. અમે ગરાસીઆ છીએ. ગંગાજળિયા રા'નું કુળ છીએ. અમારા પુરૂષોને માથે પાદશાહનો કોપ ભમે છે."

"કોણ જેસોજી વેજોજી તો નહિ ?"

"એ જ. અમે એનાં ઘરનાં માણુસો !"

"તમારી આવી દશા બોન્યું ? આ બારવટાં ? પંડ પર પૂરાં વસ્તર ન મળે ? ખાવાની આ રાબ છાશું ?"

"હોય બારોટ! વેળા વેળાની છાંયડી છે. અને ચાર ચોરાશીયુંના મોડ પહેરનારા પુરૂષો જ્યારે અનોધાં દુઃખ વેઠે છે, ત્યારે અમથી આટલાં તપ તો તપાય ને! તરવાર લઈને જે દિ' જોડે ઘુમશું તે દિ' વળી વશેકાઈ વહશે. આજ તો આભને ઓળે છોરૂડાને ઉછેરીએ છીએ ગઢવા!"

ચારણે વાળુ કર્યું. પ્રભાતે ચારણે રજા લીધી. કહેતો ગયો કે "માડી! છઉં તો પાદશાહનો દસોંદી, પણ તમારા ઠાકોરને ન ઉગારૂં તો આ અનાજ કીડાને ખવરાવ્યું સમજજો!"

"હજાર હાથવાળો ઉગારશે ગઢવા! બાકી અમે તો ચુડા ભાંગવા તૈયાર થઈને જ બેઠીયું છીએ. પણ અમારાં દુઃખને કારણે બારવટીયા પાદશાહને શરણે જાય, ઈ તો કદિ નહિ થાય."

"જેસોજી વેજોજી પાદશાહને શરણે જાય? હથીઆર મેલે? તો તો ગંગા અવળી વહે. અને રંગ છે તમને રજપુતાણીયું! આમ રઝળીને પણ ધણીઓને પાનો ચડાવો છો. રંગ!

હજી સૂર ઝળહળે
  હજી સાબત ઈંદ્રાસણુ!
હજી ગંગ ખળહળે
  હજી પરઝળે હુતાશણુ!

છપ્પય બોલતાં બોલતાં ચારણના રૂંવાડાં બેઠાં થઈ ગયાં અને એણે દુહો લલકાર્યો:

(જો) જેસો ને વેજો જાય ઓળે અહરાણું તણે,
(તો તો) પે પાંડરૂં ન થાય કાળી ઘેને કવટાઉત!

[જો જેસા વેજા જેવા અટંકી રજપૂતો પાદશાહને શરણે જાય, તો સૃષ્ટિના નિયમ પલટી જાય: તો તો કાળા રંગની ગાયનું દૂધ પણ કાળું જ બની જાય, ધોળું ન રહે.]



૩

વેજે વેજળ કોટ શીરાબંધ ચણાવીયોં,
મલેમહની ચોટ સાવઝ વાળી સોંડાઉત.

[ સોંડાજી સરવૈયાના પુત્ર વેજાજીએ ચૂનાબંધ વેજલ કોઠો ચણાવ્યો. પાદશાહની સામે સાવઝ સરીખો વેજોજી મલ્લની માફક દાવપેચ ખેલે છે.]

કલબલ બીબડીયું કરે, પડ પડ મરે પઠાણ,
વેજો નાખે વાય્ય સાવઝવાળી સોંડાઉત.

[જ્યાં વેજોજી સાવઝ સરખી ગર્જના કરે છે, ત્યાં તો ડરીને પઠાણો (પોતાના ઘોડા પરથી) પટકાઇ પટકાઈ મરે છે, ને એની બીઓ—બીબીઓ કલ્પાંત કરવા લાગે છે. ]

જૂને હળ જૂતે નહિ, કે ઘાતીયા ઘડે
કીધલ લે કડે, સરઠું લેવા સોંડાઉત!

[ વેજાજીના ત્રાસથી જૂનાગઢની જમીનમાં હળો જૂતી શકતાં નથી. આખી સોરઠ એણે સોંડાજીના પુત્રે કબજે કરી લીધી છે.]

*

ગીરમાં રાવલ નદીના કિનારા પર જુનાગઢની દિશામાંથી ઘોડા જેવાં એ મોટાં રોઝડાં વારંવાર આવીને ઉભાં રહેતાં અને પોતાની પીઠ પર બખ્તર સોતા અસ્વારોને લઇને ભેખડો ટપી સામે કાંઠે જતાં. આજ પણ રાવલકાંઠે રોઝડાંના અસવારો ઉભા છે. પાદશાહી પઠાણોની ફોજે આજ બેય બહારવટીયાનો પાછો લીધો છે. ઠેઠ જુનાગઢથી ફોજ તગડતી આવે છે.

ઉપરકોટની અંદર પડીને આગલી રાતે એણે પાદશાહની સૂવાની મેડીમાં ખાતર દીધું. મ્હોંમાં તલવાર ઝાલીને ખીસકોલાંની જેમ બેય ભાઇ ચડી ગયા. મીંદડીની માફક સુંવાળાં પગલાં મેલીને અંદર ચાલ્યાં. બે પલંગ દીઠાં. એક પર પાદશાહ, બીજા ઉપર હુરમ: પતંગીયા જેવો ચંચળ અને પટાનો સાધેલ નાનેરો ભાઇ વેજોજી તલવાર કાઢી ઠેકવા ગયો. ત્યાં જેસાએ પીઠ ફેરવી. વેજાએ પુછ્યું:

"કેમ પારોઠ દીધી ભાઇ?"

"પાદશાહની બીકેથી નહિ, બાપ! ધરમની બ્હીકેથી."

"શું છે?"

"હુરમ બોનનાં લૂગડાં ખસી ગયાં છે."

"કાંઇ વાંધો નહિ. આપણે માજણ્યા ભાઇ જેવા. શક્તિ સાક્ષી છે. હ્યો હું ઢાંકી આવું."

વેજોજી ગયો. પોતાની પાસે પાંભરી હતી તે હુરમને માથે ઓઢાડી દીધી.

"હવે ભાઇ! હવે કરૂં આ પાદશાહના કટકા? આવો રંગ આપણી તલવારૂંને કે દિ' ચડશે?" વેજો કાળનું સ્વરૂપ ધરી આંખોના ડોળા ધુમાવે છે.

જેસાજીએ મ્હોં મલકાવીને માકાર સૂચવતો હાથ ઉંચો કર્યો.

"કાં?"

"આ જેને પાંભરી ઓઢાડી એનો વિચાર કરું છું. મ્હોંયેથી એને માની જણી બોન કહી દીધી. અને આપણે કોણ, વેજા ? આપણે તો ગંગાજળ ! પાંચાળીની એબ ઢાંકનાર યદુનંદનના બાળક !"

બોલવાનો સંચળ થયો. ને ઓછી નીંદરવાળી પઠાણજાદીની આંખોનાં પોપચાં, સરોવર માયલાં પોયણાં જેવાં ઉઘડ્યાં. "ઓ ખુદા !" એવી ચીસ એના ગળામાં જ રૂંધાઇ ગઇ.

વેજાજીએ ડોળા ફાડી નાક પર આંગળી મૂકી. હુરમ પાદશાહના પલંગ આડે ઉભી રહી.

"હટી જા બોન ! તું બોન છો, બ્હીશ મા ! તારો સતીધરમ રજપૂતના હાથમાં હેમખેમ જાણજે. પણ આ અસૂરને તો આજ નહિ છોડીએ."

"હું તમારી બોન ! તમે મારા ભાઇઓ ! કાપડું માગું છું."

"માગ્ય ઝટ !"

"મારો ખાવંદ. મારો પાદશાહ કાપડામાં આપો."

"પત્યું. વેજા ! જેવાં આપણાં તગદીર ! વળો પાછા. હવે તો પાદશાહ બોનને કાપડામાં રહ્યો."

બેય જણા ઉતરી ગયા. દાંતમાં લીધેલી તલવારો ઝબૂકતી ગઇ.

શું થયું, તેની બ્હીકે નહિ, પણ શું થાત તેને ધ્રાસકે થર થર કાંપતી હુરમે ધણીને અંગૂઠો મરડી જગાડ્યો. કહ્યું કે

" જેસો વેજો આપણા મહેલમાં !"

"હેં !" પાદશાહ હેબતાઇ ગયો. " ક્યાં છે ?"

" ચાલ્યા ગયા. "

" કેમ ?"

"પાદશાહનો જીવ મને બોન કહી કાપડામાં દીધો."

પણ પછી તો પાદશાહની ઉંઘ જાતી રહી. દિવાલો પર, દરવાજે, પલંગ પાસે, પવનનાં ઝપાટામાં તે ઝાડના ફરફરાટમાં એણે બહારવટીયા જ જોયા કર્યા :

મોહળ લે મટે નહિ, સૂખે નો સૂવાય,
મામદના હૈયામાંય, કૂદે હરણાં કવટાઉત !

[ મોહળ (જૂનાગઢ)ને ભય નથી મટતો. સુખથી સૂવાતું નથી. અને મામદશા પાદશાહના હૈયામાં તો હરણાં જેમ કૂદકા મારતાં હોય તેમ ભયના ફફડાટ થાય છે. ]

૪



મેઘલી અંધારી રાતે, બેય બહારવટીઆ સોનરખ નદીને કાંઠે રોઝડાં ઉપર અસવાર બની ઉભા છે. મે'ની ઝડીઓ વરસે છે તેથી માથે કૂંચલીઓ ઓઢી લીધી છે. ભાલાંના ટેકા લીધા છે. અને ઘણા ઘણા દિવસના થાક ઉજાગરાથી બેયની આંખો મળી ગઇ છે. એ ઘડી બઘડીના ઝોલામાં પણ બેય જણા પોતાના ગરાસ પાછો સોંપાયાનાં મીઠાં સોણાં ભાળે છે. જાણે બાર વરસની અવધિએ બાળ બચ્ચાંનીભેળા થઇ રજપૂતો હૈયાની માયામમતાભરી કોથળીઓ ખાલી કરે છે.

ત્યાં તો ઝબકી ગયા. કાન ચમક્યા. અરણ્યમાં આઘે આઘેથી પોતાના નામનો મીઠપભર્યો, ઠપકાભર્યો લલકાર સાંભળ્યો:

પડ ફાજે પૃથમી તણું, કડકે નોબત કોય,
જેસા! સામું ન જોય, કાન ફુટયા કવટાઉત!

[ઓ જેસા! આ પૃથ્વીનાં પડ ફૂટે છે. નોબતો ગાજે છે. છતાં હજુ સામે નથી જોતો? તારા કાન કાં ફુટી ગયા?]

જેસા! સામું જોય, ગડહડી નોબત ગુંજે,
(પણ) કાળહુંદી કોય, કફરી ગતિ કવટાઉત!

[ઓ જેસા! સામે તો જો. આ નોબત ગુંજે છે. પરંતુ કાળની ગતિ બહુ કપરી છે.]

ત્રેહ ત્રાર્યાં ત્રંબાળ (કાં) સાંભળ નૈ સરતાનનાં!
જેસા હજી ન જાગ કાન ફુટા કવટાઉત!
નીંગરતાં નિશાણ, (કાં) સાંભળ નૈ સરતાનનાં
જેસા હજી ન જાણુ, કાં કાન ફુટા કવટાઉત!

[ઓ જેસા! કવાટજીના દીકરા! આ સુલતાનનાં ડંકા નિશાન તારી પાછળ ગાજતાં આવે છે તે હજુ ય કાં ન સાંભળ? તારા કાન કાં ફુટી ગયા?]

આઘે આઘેથી જાણે હવામાં ગળાઇને એવા ચેતવણીના સૂરો આવવા લાગ્યા.

"ભાઇ વેજા! કો'ક આપણને ચેતાવે છે. કો'ક સમશ્યા કરે છે. ચારણ વિના બીજો હોય નહિ. ભાગો ઝટ વેજાકોટે."

વરસાદમાં અંધારે રસ્તો ન ભાળતા, તરબોળ પલળતા, નદી નાળાં ટપીને બહારવટીયા નાસી છૂટયા.

કાળભર્યો પાદશાહ ફોજ લઇને ઠરાવેલી જગ્યાએ આવે તો બહારવટીયા ગેબ થયા હતા. પાદશાહ સમજી ગયો. ફોજમાંથી

*એક માણસે અવાજ દઇને બહારવટીયાને ચેતાવેલા. એની સામે પાદશાહની આંખ ફાટી ગઇ. પૂછ્યું,

" તેં ચેતાવ્યા ? "

" હા, પાતશાહ સલામત ! મેં ચેતાવ્યા. ને હું તારો ચારણ છું. તુંને આજ ખોટય બેસતી અટકાવવા માટે મેં ચેતાવ્યા બાપ ! "

" ફોજ પાછી વાળો. જાવા દ્યો બહારવટીયાને. "

" એ પાદશાહ ! " હસીને ચારણે હાકલ દીધી :

અયો ન ઉડળમાંય સરવૈયો સરતાનની,
જેસો જોરે જાય, પાડ નહિ પતશાવરો !

[ સરવૈયો બહારવટીઓ સુલતાનની બાથમાં ન આવ્યો, અને એ તો પોતાના જોર વડે ચાલ્યો ગયો. એમાં પાદશાહ ! તારી કાંઈ મહેરબાની ન કહેવાય. ]

" એસા ! " પાદશાહ લાલચોળ થયા. " ફોજ ઉપાડીને બહારવટીઆને ગિરને ગાળે ગાળે ગોતો. "

હુકમ થાતાં ફોજ ગિરમાં ઉતરી.

દળ આવે દળવા કજુ, હીંકરડ ભડ હૈયાં
(ત્યાં તો) ઝીંકરડ ઝાલે ના, કોમળ ઢાલું કવટાઉત !

[ પઠાણોનાં દળ બહારવટીયાને દળી નાખવાને કાજે આવ્યાં, પણ ત્યાં તો એની કોમળ ઢાલો એ કવાટજીના પુત્રના ઝાટકાની ઝીંક ઝાલી શકી નહિ.]

માર્ગે ધીંગાણાં મંડાતાં આવે છે. પાંચ પાંચ પઠાણોને પછાડી પછાડી એ ભૂખ્યા તરસ્યા ને ભીંજાયલા ભાઇઓ ભાગી છૂટે છે. એમ થાતાં આખરે રાવલકાંઠો આંબી ગયા.

---

* કોઇ કહે છે કે એ ચારણનું નામ બલાન સાઉ. ને કોઇ કહે છે કે સાંજણ બાંગડો.



ગિર વીંધીને રાવલ પડી છે. આભે અડવાની હોડ રમતી હોય તેવી એની ઉંચી ઉંચી ભેખડો ચડી છે. ઉંચેરી ભેખડોને માથે પણ ક્યાંઇક ક્યાંઇક ડુંગરા ઉભા છે. ભેખડોના પેટાળમાં પાળો આદમી પણ ન વીંધી શકે એવી ઘોર ઝાડી ઉગી છે. એ ઝાડીને ઝાળે ઝાળે સાવઝ હુંકે છે. જેવા ડુંગરા, જેવી વનરાઇ, જેવા સાવઝ, તેવા જ ત્યાં વસે છે નેસવાસી રબારીઓ ને ચારણ આયરો: તેવી જ ચરે છે સાવઝથરી ભેંસો: આમ રાવલની ગોદમાં તો બધાં બળીયાં જ પાકે છે. સાદુળાની માતા જાણે કોઇ પૂર્વ જુગમાં શાપ લાગ્યાથી નદી બની ગઇ છે. ઉનાળે શિયાળે અબોલ ચાલી જતી રાવલ આજ ચોમાસે ભાદરવાના ભરપૂર વરસાદમાં હાથીના ય ભુક્કા બોલાવે એવી મસ્તીમાં બેપૂર ચાલી જાય છે. પાણીની થપાટો ખાઇને જાણે રાવલની ભેખો રીડીયા કરે છે. દયા માયા એને સંસારમાં કોઇની રહી નથી. પ્રવાહમાંથી અવાજ ઉઠે છે કે માર માર! માર માર માર! બીજી વાત નહિ.

શક્તિએ સમર્પેલ રોઝડાં સાંકડો ગાળો ગોતીને ટપી ગયાં. સામે કાંઠે ઉતર્યા પછી પાછા ફરીને બેય ભાઇ જુનાગઢી સેનાની સન્મુખ ઉભા રહ્યા. રાવલે ફોજને સામે કાંઠે જ રૂંધી રાખી હતી. સંખ્યાની લાલપમાં રંગાતી આ બે મરણીયા ક્ષત્રિઓની મુખકાંતિ નિહાળીને પઠાણો પાછા ફર્યા.

આંખે તમ્મર આવે એવો ઉંડો વાંકળો સુવરનળો અને એવી જ ઝેરકોશલી નદી : એને કાંઠે કાંઠે નાનકડી સાંકડી કેડી છે. જાણુ-ભેદુ વિના બીજું કોઇ એને જાણતું નહિ. કેડીએ રોઝડાં હાંકીને બેય ભાઇ ટોચે પહોંચે છે ને ત્યાં ડેલીબંધ દરવાજે શોભાળા રજપૂતોની ચોકી વળોટી અંદર વેજલકોઠામાં જાય છે. અંદર પહોળી જગ્યામાં દરબારગઢ બાંધેલો છે.

સુવરનળો, રાવલ અને ઝેરકોશલીઃ ત્રણે નદીઓએ જાણે કે ચોપાસ આંકડા બીડીને વેજલ–કોઠાને વચમાં લઇ લીધો છે. ક્યાંયથી શત્રુઓ ચડી શકે તેમ નથી. ભેખડો ઉંચી આભ-અડતી અને સીધી, દિવાલ સરખી છે. પછવાડે પાણીની મોટી પાટ છે. એમાંથી બહારવટીયા પાવરે પાવરે પાણી ખેંચતા. તે પરથી એનું નામ પાવરાપાટ પડ્યું છે. વાંદરાં પણ ન ટકી શકે એવી સીધી એ કરાડ છે. ગીર માતાએ જાણે બહારવટીયાને પોતાની ગોદમાં લેવા સારૂ આવી વંકી જગ્યા સરજી હશે.

એક બુઢ્ઢા રજપૂત સામે આંગળી ચીંધીને જેસાજી બોલ્યા,

"ભાઇ વેજા ! જોયા દાદાને ?"

"હા, ત્રીજી પેઢી સુધી એને માથે ય આ વીતક વીતવાં લખ્યાં હશે ને !"

"ઉઘાડે ડીલે બેસીને નીચેથી કાંઇક વીણે છે."

"અને વીણી વીણીને ખંભા ઉપર શું નાંખે છે ?"

બેય પોત્રો દાદાની પડખે ગયા. ઉઘાડી પીઠ ઉપર માંસમાં મોટો ખાડો દીઠો. ને ખાડામાં કીડા ખદબદે છે.

"કાં દાદા ! પાઠાને કેમ છે ?"

"બાપ ! જીવાત્ય પડી ગઇ. ઉઘાડું છું ત્યાં તો ઉછળી ઉછળીને બહાર પડે છે."

"તે પાછા વીણો કાં ?"

"બાપ! એને મરવા ન દેવાય. પાછો પાઠામાં મેલું છું. એને એનું ઘર છંડાવાય કાંઇ?"

"અરે દાદા! જીવાત્યને આમ જીવાડવી? ફોલીને ખાઇ ન જાય?"

"પણ બેટા! બહારવટાંનો ધરમ તો જતિધરમ છે. જીવાત્યને મરવા ન દેવાય. એનાં જતન કરાય."

"તો તો ડીલને ફોલી ખાશે."

"તે સાટુ તો આપણે રોજ પાઠામાં શેર લોટનો પીંડો કરીને ભરીએ: જીવડાં લોટ ખાય ને કાયા બચી જાય: બે ય વાતે સગવડ."

દુઃખીયો ડોસો લ્હેરથી દાંત કાઢવા લાગ્યો.

ધોળી ફરફરતી દાઢીના કાતરાવાળો દાદો ગંગદાસ સંત સરખો દેખાતો હતો. બહારવટીયાના બાપનો એ સગો કાકો હતો. જુવાનીથી માંડીને આજ એંશી વર્ષ સુધી એ જુનાગઢ અમદાવાદની સામે ઝૂઝતો હતો. હવે એ ભત્રીજાના દીકરાને તૈયાર કર્યા પછી પોતે થોડો થોડો વિસામો લેતો હતો. બહારવટાંના ઉંચા ધર્મોની તાલીમ એણે બે ય ભાઇઓને પહેલેથી જ દીધી હતી.

"દાદા!" જેસાએ કહ્યું, "હવે તો સાવ વિસામો જ લ્યો. આ પાઠા સોતા અમારી સાથે કેટલાક આંબી શકશો? કયાંય લોટ મળ્યો, ન મળ્યો!"

"ભાઇ! વિસામો તે આ શરીર શી રીતે માણે? મન અમદાવાદ–જુનાગઢના કોટ કાંગરા માથે ઠેક દઇ રહ્યું છે. પણ શરીર મનના દોડમાં આંબતું નથી તેથી આંહી બેઠું બેઠું, જાણે રૂંવે રૂંવે શળા પરોવતા હોય એવું આકળું બને છે.

"દાદા! હવે પ્રભુભજન!–

"બાપ! એકવાર અમદાવાદ શેરની બજારમાંથી સાચાં મોતીની માળા ઉપાડી આવું, છેલ્લીવાર પાદશાને જાસો દઇ

આવું. પછી હાંઉ! કાયમનો વિસામો. બીજે અવતાર ક્યાં બારવટું ખેડવા આવવું છે!"

રાખમાં ભારેલા અગ્નિની માફક અંદરથી સળગતો ડોસો, ઉપરથી આવાં નિરાંતનાં વેણ બોલતો બોલતો પાઠામાં લોટનો પીંડો ભરતો જાય છે, ને હેઠાં ઝરી જતાં જીવડાંને પાછાં ઉપાડી ખંભા નીચેના એ મોટા જખમમાં મૂકતો જાય છે. જીવડાં સુંવાળા સુંવાળા માંસના લોચામાં બટકાં ભરી રહ્યાં છે, પણ દાદાના મ્હોંમાં તો સીસકારો ય નથી. આ દેખાવ જોઇને બારવટીયાનાં કલેજાંમાં જાણે શારડી ફરે છે.



૬

ભર જે જે ભાલાળા તણે ધાધું બે ધમસાણુ
અમદાવાદ અહરાણુ, કાણ્યું માંડે કવટાઉત!

[ ભાલાંવાળા બહારવટીયા જ્યારે અમદાવાદમાં જઇને ધમસાણુ મચાવે છે ત્યારે ત્યારે મુસલમાનોને ઘેર હાણ્યો–કલ્પાંતો મંડાય છે. ]

આવે ઘર અહરોતણા જેસંગ વાહળાં જાણુ,
(ત્યાં તો) ખોદે લઇ ખરસાણુ કબરૂં નવીયું કવટાઉત !

[ જ્યારે જેસાજીની ફોજ અસૂરોના–મુસલમાનોના ઘર ઉપર આવે છે, ત્યારે ખુરસાણોને નવી કબરો ખોદવી પડે છે.]

તેં માર્યા મામદ તણા ત્રણુસેં ઉપર ત્રીસ,
(ત્યાં તો) વધીયું વીઘા વીસ, કબરસ્તાનું કવટાઉત !

[ એ કવાટજીના પુત્ર ! તેં મામદશા પાદશાહના ત્રણુસો ને ત્રીસ પઠાણો માર્યા, તેથી શહેરનું કબ્રસ્તાન વીસ વીઘા વધારવું પડયું.]

*

અમદાવાદ શહેરની હીરામોતીની બજારમાં એક હાટ ઉપર ગંગદાસ ડોસા બેઠા છે. ઘોડાની વાઘ પોતાના હાથમાં જ છે. ઢાલ, તલવાર ને ભાલો પોતપોતાના ઠેકાણાસર જ છે.

પારખી પારખીને ડોસાએ મોતી સાટવ્યાં.

મોતીનો ડાબલો શેઠે એના હાથમાં દીધો. પલકમાં બુઢ્ઢો રજપૂત છલંગ મારી ઘોડાની પીઠ પર પહોંચ્યો. ઝવેરી બેબાકળો બનીને દોડયો અને ઓકાસાં દીધાં કે "અરે દરબાર ! મોતીનો આંકડો ચૂકવતા જાવ !"

"આંકડો ચૂકવશે મામદશા બાદશા ! કહેજે કે કાકો ગંગદાસ મોતી સાટવી ગયા છે, એનાં મૂલ જો એ નહિ ચૂકવે તો હું એનો મોલ ફાડીશ."

એટલું કહીને ડોસાએ હરણની ફાળે ફાળ ભરવાનો હેવાયો ઘોડો ઠેકાવ્યો અને વેપારીઓનાં બૂમરાણ વચ્ચે કેડી કરતો, આખી બજાર ચીરીને બુઢ્ઢો નીકળી ગયો. માર્ગે આડા ફર્યા તેમાંના કેક પઠાણ પહેરગીરોનાં માથાં તલવારે રેડવતો રેડવતો ડોસો જાણે ગેડીદડાની રમત રમતો ગયો.

કોપાયલા પાદશાહના પાણીપંથા ઉંટ અને ઘોડા બહારવટીયાની પાછળ ચડયા. કેડે કેડા રૂંધાઇ ગયા. કેક ગાઉની મજલ કપાઇ ગઇ. પણ પાછળ ફોજના ઘોડાની પડઘી ગાજતી અટકતી નથી અને ગંગદાસનો ઘોડો ધીરો પડવા લાગ્યો છે.

"કાં દાદા! ડીલપ કેમ વરતાય છે?" જેસો પૂછે છે.

"કાંઇ નહિ બાપ, ઇ તો ગઢપણનું. લ્યો હાંકો!" વળી થોડીવાર હાંકયા પછી ધીરા પડે છે.

"ના, ના, દાદા! ખરૂં કહો, શું થાય છે?"

"બાપ! વાંસામાં જીવાત્યની વેદના ખમાતી નથી."

"કાં! લોટ નથી ભર્યો!"

"ભર્યો'તો. પણ ઘણા પહોર વીત્યા. જીવાત્ય ફરીવાર ભૂખી થઇ હશે."

"શું કરશું?"

"કણી અફીણ હશે? તો ડીલને ટેકો થાય ને પાડા વિસરાય."

ત્રણેમાંથી કોઇના ખડીવામાં કણી અફીણ નથી નીકળ્યું. ઘોડાં પૂર પાટીએ લીધે જાય છે. ઉભું તો રહેવાય તેમ નથી. એમાં જેસાજીને ઓસાણ આવ્યું.

કાળી ને જરાક પલળેલી જમીન આવી ત્યારે ભોંમાં ભાલો ખુતાડીને એણે ઉંચો લઇ લીધો. ભાલાને કાળો ગારો ચોંટી ગયો હતો તે ઉખેડી, જેસાજીએ અફીણ જેવી ગોળી વાળી.

"લ્યો દાદા, અફીણ! ઠાકરની દયાથી મારા માથામાંથી આટલું જડી આવ્યું."

અફીણ જાણીને ગંગદાસજી આરોગી ગયા. વેદના થોડી વાર વિસારે પડી. ફરી ટટ્ટાર થઇને ઘોડો દોટાવ્યો. પણ વેદના સહેવાતી નથી. પાઠામાં ખદબદતી જીવાત્ય શરીરની કાચી માટીમાં ઉંડી ને ઉંડી ઉતરતી જાય છે.

ગંગદાસજીએ ઘોડો ઉભો રાખ્યો, નીચે ઉતરીને ધરતી ઉપર બેસી ગયા અને દીકરાઓને સાદ દીધો :

"જેસા વેજા ! બાપ, બેમાંથી એક જણો ઝટ મારૂં માથું વાઢી લ્યો. પછી માથું લઇને ભાગી નીકળો."

"અરે દાદા ! આ શું બોલો છો ?"

"હા બાપ ! હવે મારાથી ડગલું યે દેવાય તેમ નથી રહ્યું. હવે તો આ દેહ આંહી જ રાત રહેશે. હમણાં જ દુશ્મનો આંબી જાશે. પણ જો અહરાણ મારૂં માથું કાપશે તો હું અસર ગતિ પામીશ. માટે મારી સદ્ગતિ સારૂ થઇને તમે માથું વાઢી લ્યો. વાર કરો મા...વાંસે ઘોડાના ડાબા વગડે છે."

જેસોજી થંભી ગયો. ગોત્રગરદનનું મહાપાપ એની નજર આગળ ઉભું થયું. એ બોલ્યો "ભાઇ વેજા ! મારો હાથ તો ભાંગી ગયો છે. તારી હિમ્મત હોય તો વાઢી લે."

"વાઢી લે મારા દીકરા !" ગંગદાસ બોલ્યો. "પાપ નહિ થાય, પુણ્ય થાશે."

ઘડીભર વેજો પરશુરામ જેવો બન્યો. આંખો મીંચીને એણે ઘા કર્યો. દાદાનું રેશમ જેવું સુંવાળું માથું પાવરામાં નાખીને ભાઇઓએ ઘોડાં દોટાવી મૂક્યાં. માર્ગે ઝાડવાં ને પંખીડાં યે જાણે કળેળતાં જાય છે કે અરે વેજા ! ગોત્રગરદન ! ગોત્રગરદન ! ગોત્રગરદન !

બહારવટીયા ઘણું ઘૂમ્યા. પાદશાહી ફોજ માર્ગે ગંગદાસની લાશ ઉપર રોકાઇ ગઇ લાગી. ઓચીંતું જેસાજીને ઓસાણ આવ્યું:

"ભાઇ વેજા ! પાદશાહના માણસો દાદાના ધડને શું કરશે ?"

"દેન પાડશે."

"પણ ચેહમાં માથા વગરનું ધડ બળે તો તો ગજબ થાય. મોટા બાપુ અસર ગતિએ જાય."

"તો તો આ ગોત્રગરદન કરી એળે જાય! શું કરશું?"

"હાલો પાછા! ચિતામાં માથું હોમ્યે જ છૂટકો છે."

બહારવટીયા પાછા આવ્યા. મરણીયા થઇને ફોજ માથે પડ્યા. દાદાની ચિતા સળગી રહી છે. ભાલાની અણીએ ચડાવેલું માથું મ્હેમાં હોમી દઇને અલોપ થયા.



## ૭

જેસાના મારેલ જોય, હોદા કેક ખાલી હુવા
રહીયું બીબીયું રોય, કેકહું'દી કવટાઉત!

[ કેટલા યે અમીરોને જેસાએ મારી નાખ્યા, તેથી કેટલા યે હાથીની અંબાડીઓ ખાલી પડી. કેટલા યે મુસલમાનોની બીબીઓ રોતી રહી. ]

જેસાના જખમેલ જ્યાં ત્યાં ખબરૂં જાય,
(ત્યાં તો) મામદના હૈયા માંય, કૂદે હરણાં કવટાઉત!

[ જેસાજીને હાથે અમૂક માણસો જખ્મી થયા, એવી આમેરથી ખબરો આવે છે, એ સાંભળીને મામદશા પાદશાહના હૈયામાં હરણાં કૂદી રહ્યાં હોય એવી વ્યાકૂળતા ચાલે છે. ]

ફૂર અગતર નર ફાડય, પાખર અસ વીંધી પૃથી,
નડીયું સેંસ લલાટ કૂંટ તાહળું કવટાઉત !

[ઓ કવાટજીના કુંવર ! તારાં ભાલા કેવા જોરથી ભોંકાયાં ! યવન યોદ્ધાઓના મસ્તક પર ઝીંકાતાં એ ભાલાંએ માથાના ટોપ વીંધ્યા, બખ્તર વીંધ્યાં, પુરૂષ વીંધ્યો, ઘોડાનું પલાણ વીંધ્યું, ને જાણે કે ધરતી વીંધીને એ ભાલો શેષનાગના લલાટ પર અડકયો.

મારી દળ મામદ તણા, ખુટવીયા ખાગે
જેસા લોબાન જે કીધો મોંઘો કવટાઉત !

[ઓ જેસાજી ! તેં મામદશાહના સૈન્યમાંથી એટલા બધા મુસલમાનોને મારી નાખ્યા છે કે એ બધાની કબર પર રોજ ધૂપ કરવાના લોબાનની માગ .ધી પડવાથી લોબાન મોંઘો થઇ ગયો છે.]

*

"વણારશી શેઠ ! થોડીક વાર આ ડગલો પેરી લ્યો. આજ તમે અમારા મેમાન છો. તમને ટાઢયું નો વાય, માટે આ ડગલો પેરી લ્યો."

જંગલમાં બાન પકડાયેલા, જુનાગઢવાળા વણારશી શેઠે કડકડતી ટાઢમાં બહારવટીયાનો ડગલો પહેર્યો. થોડીવાર થઇ ત્યાં શેઠનું સુંવાળું શરીર સળવળવા લાગ્યું. ગુલાબી ચામડી ઉપર ચાઠાં ઉઠયાં. શેઠ ડગલો કાઢવા લાગ્યા. પણ તુર્ત જ બહારવટીયાએ એને અટકાવ્યો:

"ના શેઠ, ડગલો એમ ન કઢાય. એ તો હવે જ્યારે તમારી ચિઠ્ઠી જુનેગઢ શેઠાણી પાસેથી સીકરાઇને આવશે ને, ત્યારે જ ડગલો તમારા ડીલ માથેથી ઉતરશે."

"ભાઇ સાહેબ ! પણ આમાં મારૂં શરીર વીંધાઇ જાય છે. રૂંવે રૂંવે આગ હાલી છે."

"શેઠ, અમે ડગલામાં કાંઇ એરૂ વીંછી થોડા ભર્યા હશે ?"

"પણ બાપુ ! એ જેસાજી બાપુ ! મને વેદના બહુ થાય છે."

"અરે વાણીયા ! એમાં બીજું કાંઇ નથી. અમારા ટોલા છે. અમારા ચાંચડ માંકડ છે. ભાઇ ! અમે તો રોજ આ ડગલા પેરીએ છીએ. પણ ટોલા બાપડા હવે તો અમારાં ડીલમાં લોહી વિના શું પીવે? આજ ટોલાને ઠીક તમારૂં મીઠું લોહી મળ્યું ! શેઠીઆ માણસનું ગળ્યું લોહી બાપડા બારવટીયાના ટોલાને કયાંથી મળે ?"

"એ બાપા ! આ તો ગઝબ ! નથી રેવાતું."

"ફકર રાખો મા શેઠ. શેર અધશેર લોહીમાં કાંઇ મરી નહિ જાઓ. તમને અમારે બરછીએ નથી વીંધવા. તમને વાણીયાને અમે વાઢીએ કાપીએ નહિ. નાહક લોહી ભાળીને તમને ઉનત્ય આવે. ઇ કરતાં આ ટોલા ભલા. તમને ય પુણ્ય થાય ને અમને ય એક દિ' પાશેર લોહીનો બચાવ થાય."

"પણ મારાથી આ નથી સહેવાતું. મને મોકળો રહેવા દો. તમે રાખશો એટલા દિ' આંહી રહીશ."

"ભાઇ વેજા !" જેસો બોલ્યો, "શેઠને હવે સંતાપ મા. ઉતારી લે ડગલો."

ડગલો ઉતારતાં જ વાણીઆએ 'હાશ' ઉચ્ચાર્યું. શરીર પર જીવાત્યના ચટકાનું ચિત્રામણ થઇ ગયું છે.

"વણારશી શેઠ !" બહારવટીયો બોલ્યોઃ "આ ડગલો અમે રોજ પહેરીએ છીએ. અમારા દુઃખનો કાંઇ ખ્યાલ આવે છે?"

"શા સારૂ ટોલા સાચવો છો બાપુ !"

"તમારા ઓલા ધોળાં પીળાં લુગડાંવાળા સાધુ શા સારૂં ટોલા સાચવે છે ? જાણુતા નથી ?"

"એનાથી તો જીવ ન મરાય. એ તો સાધુ કહેવાય. જીવ-દયા પાળવાનાં એનાં વ્રત લેખાય."

" ત્યારે શેઠ, અમારે યે બહારવટાંનાં વ્રત હોય છે. અમે બહારવટીયા પણ અરધા જતિ. અમારાથી અંગ માથેની જીવાત્ય ન મરાય. નીચી પડી જાયને, તોય ઉપાડીને પાછી લુગડામાં મેલવી જોવે. નવાય નહિ. ધોવાય નહિ. આજ અઢાર વીસ વરસથી અમારા આવા હાલ છે. "

ડાહ્યો વણિક વિચારે ચડી ગયો. થોડી વાર રહીને મ્હોં મલકાવી બોલ્યોઃ "બાપુ ! જૂં લીંખને જાળવો છો ત્યારે વેપારી વાણીઆને બાન પકડી નાણાં કાં છોડાવો ? આટલી બધી હત્યા કાં કરો ? ખેડુનાં ખેતર કાં ઉજ્જડ કરો ? એમાં દયા કેમ નહિ ? "

"ના, તમ પર દયા ન હોય. શેની હોય ? તમારાં તો માથાં વાઢીને ગિરને ગાળે ગાળે એનાં તોરણ બાંધવા જોવે."

"કાં બાપુ ?" શેઠની રોમરાઇ થરેરી ઉઠી.

"કાં ? પૂછો છો ? લાજતાં નથી ! જે પાદશાહ અમારે માથે માછલાં ધોવે, એને તમે સલામું કરો ? એને કરવેરા ભરો ! એ અધરમીને ખેડુતો કામી કામીને ખોરાકી પૂરે ? એનું રાજ તમે આંહી નભાવો ? એક તો પરદેશી ને વળી અધરમી ! તમે એના કુતરા બનીને પગ ચાટો, અમારા માથે જુલમ ગુજારવાની બધી જોગવાઇ કરી આપો, તોય અમારે તમને જાવા દેવા એમ ને !"

બહારવટીયાને બોલે બોલે જાણે ગિરના ડુંગરા સાદ પૂરાવી રહ્યા છે. પંખીડાં ઝાડવાં ઉપર બેઠાં બેઠાં અંગ સંકોડીને લપાઇ ગયાં. બહારવટીયો ફરી બોલ્યોઃ

"તમથી તો આ ટોલા ને ચાંચડ માકડ ભલા ! પાદશાહને પૈસા ય નથી દેતા ને સલામું ય નથી ભરતા. અમારાં ડીલ ઉપર એને ઇશ્વરે અવતાર દીધો, એટલે બાપડાં ક્યાં જાય ? પાશેર લોહી પીને પડ્યાં રહે છે. એને અમે કેમ મારીએ ? મારીએ તો તમને જ."

વાતો થાય છે ત્યાં ઓચીંતો રથ ગાજ્યો. રાતોચોળ માફો દેખાણો. ભાલો ઉપાડીને ઠેક દેતો પંચકેશવાળો સાવઝ વેજોજી ડુંગરાની ટોચે ગયો.

"મોટાભાઇ!" વેજાએ કહ્યું: "એક બાઇ માણસ ઉતર્યું દેખાય છે. હારે પાંચ આદમી લાગે છે."

"હથીઆરબંધ?"

"ના, માથા ઉપર અકેકે કોથળી મેલી છે. મજૂર જેવા હાલ્યા આવે છે."

"વેજા! બાપ, સામો જા. જે કોઇ બોન હોય એને આંહી સાચવીને તેડી લાવ. વગડામાં જનાવરનો ભો છે."

થોડીવારે વેજોજી એક બાઇને અને પાંચ કોથળીવાળા મજૂરોને તેડી ભોંયરે આવ્યો. બાઇને જોતાં જ વણારશી શેઠની મુખમુદ્રા, દીવેલ પૂરતાં જેમ ઠાકરની આરતી ઝળેળી ઉઠે તેમ ચમકી ઉઠી. આવનાર સ્ત્રીએ નીચું નિહાળી સાડલાનો છેડો સરખો કર્યો.

બહારવટીયા સમજી ગયા. પાંચે થેલી બહારવટીયાની સન્મુખ મૂકાવીને એ સ્ત્રી આગળ વધી. ગરવી, ગોરી, પેટે અવતાર લેવાનું મન થાય તેવી એ બાઇએ જાજરમાન અવાજે પુછ્યું "ભાઇ, તમે જ જેસાજી વેજાજી?"

"હા બાઇ! અમે પોતે જ."

"લ્યો તમારાં દુઃખણાં લઉં." આગળ વધીને બેય બહારવટીયાનાં નીચાં નમેલ માથાંને વાણીઆણે વારણાં લીધાં.

"તમે કોણ છો બા!" બહારવટીઆએ પૂછ્યું.

"હું તમારી બોન છું વીરા! ને તમે આ તમારા કેદીનો દંડ કર્યો છે, એ દંડની કોરીઓ લઇને ચુકવવા આવી છું."

બહારવટીયા અજાયબ બન્યા: "આ શેઠ તમારે શું થાય બોન?"

"મારા માથાના મુગટ. તમે એને જીવતા રાખ્યા, એથી હું તમારાં ઘરવાળાંને આશિષ દઉં છું કે ઇશ્વર એના અખંડ ચૂડા રાખે."

"અખંડ ચૂડા !" બહારવટીયા હસી પડયા, "બાર વરસથી તો બોન, રજપૂતાણીયુંના ચૂડા વગર ખંડયે ખંડેલા જ છે. હવે આ અખંડ ચૂડાના કોડ રજપૂતાણીયુંને નહિ રહ્યા હોય."

સાંભળીને સહુ અબોલ બની ગયા.

જેસોજી બોલ્યો : "બોન ! હવે તમે આ ડુંગરામાંથી પધારો. વણારશી શેઠ ! હવે તમે છૂટા છો. અને આ થેલીયું પણ પાછી લઇ જાઓ."

"કેમ બાપુ !"

"અમારી બોનને કાપડામાં પાછી આપીએ છીએ."

બાઇ બોલી: "ના બાપુ ! તમે રાખો. તમારે જોવે."

"અમારે નહિ જોવે બોન ! અમારે રૂપાના ખુમચામાં નથી જમવું પડતું. અમારે પાદશાહને પકવાન પિરસીને કયાં જમાડવો છે ? તમે પાછું લઇ જાવ. અમારે તો તારી એક કોરી પણ અગરાજ છે બોન !"

વણારશીએ બહારવટીયાના પગની રજ લીધી. હાથ જોડીને કહ્યું "બાપુ ! હું તો વાણીઓ. સ્વાર્થમાં બુડબુડાં છુ. પણ તમારાં બહારવટાંનો અંત આણવા માટે મારાથી બનશે એટલું કરીશ."

"ભાઇ ! વીરા !" શેઠાણી બોલી : "જુનેગઢ આવો ત્યારે બોનની સાર લેજો હો ! અને સાત પાદશાહની પાદશાહી વચ્ચે પણ મારૂં ખોરડું માના પેટ સમું માનજો. તમે મને નવો અવતાર દીધો છે. હું કયે ભવ ઇ કરજ ઉતારીશ !"

"રંગ છે તુંને બોન !"



૮

બેય બહારવટીયા ઘોડેસવાર બનીને ગીરમાં ચાલ્યા જાય છે. દિવસ આથમી ગયો છે ને અંધારા ઘેરાય છે. એ વિકરાળ ઝાડીમાં કોઇ માનવી કે કાળો કાગડો દેખાતાં નથી. જુવાનો ભૂખથી ને મુસાફરીથી થાકી લોથપોથ થઇ ગયા છે.

ઘાટા જંગલમાં રસ્તાની એક બાજુએથી માદણામાં (કાદવના ખાડામાં) બેઠેલી એક ભેંસ ઉભી થઇ, અને ચાલવા લાગી.

જુવાનો જોઇ રહ્યા કે આંહી ભેંસ કયાંથી ?

વેજો બોલ્યો કે "ભાઇ, આજ તો આ ભેંસને દૂધે જ વાળુ કરવું છે."

"બહુ સારૂં!"

અંધારે અંધારે ભેંસનું પૂછડું પકડીને અસવારો ચાલવા લાગ્યા. થોડીક વારે ઉજ્જડ વગડામાં રૂપાળો દરબારગઢ દેખાણો ને ભેંસ એ ગઢની ડેલીમાં પાધરી ચાલી ગઇ.

અસવારોએ પણ ડેલીમાં જઇ ઘોડાંનાં પેઘડાં છાંડયાં. ઉતરીને ચોપાટમાં બેઠા. ગઢ મોટો, પણ પ્રમાણમાં કાંઇ બોલચાલ સંભળાતી નથી. કોઇ દરવાન પણ હાજર નથી.

ઘડીક થયું ત્યાં તો એક સફેદ વસ્રોવાળો ખૂબસુરત જુવાન આવીને ઉભો રહ્યો. મુંગો મુંગો બથ ભરીને એ મહેમાનો સાથે ભેટયો. જઇને ઘોડારમાં બેય ઘોડાં બાંધી આવ્યો.

વાળુની વેળા થઇ. જુવાને ઓરડામાં ગાદલીઓ પથરાવીને બેય પરોણાને જમવા બેસાર્યા. રૂપ જેનાં સમાતાં નથી એવી એક સ્ત્રીએ આવીને શાક રોટલા ને દૂધ પિરસ્યાં. રાતે ઓસરીમાં મહેમાનો માટે ઢોલીઆ ઢળાણા. કોઇ કોઇની સાથે કાંઇ વાતચીત કર્યા વિના સહુ સુવા ગયા.

મુસાફરો તો અજાયબીમાં પડ્યા છે : આંહી અંતરીયાળ આ દરબારગઢ કોણે બંધાવ્યો? આવડા મોટા ગઢમાં આ બે જ સ્ત્રીપુરૂષ શી રીતે રહેતાં હશે? બોલતાં ચાલતાં કેમ નથી? આવા રૂપાળાં બે મોઢાં ઉપર દુઃખની પીળાશ શા માટે?

ત્યાં તો અંદરના ઓરડામાં સુતેલો એ પુરૂષ કણકતો હોય એવું સંભળાણું. કોઇ ભારી કારમી વેદના થાતી હોય એવી રીતે કણકી રહ્યો છે. આખી રાત કણક્યા જ કરે છે. ઝંપ લેતો જ નથી.

મુસાફરો ચોંકીને સાંભળતા જ રહ્યા. બેમાંથી એકેયને ઉંઘ આવી જ નહિ. વિચારમાં પડી ગયા. ભળકડાં ટાણે ઓરડામાં કણકારા બંધ પડ્યા તે વખતે મુસાફરોની આંખો પણ મળી ગઇ.

સવારે તડકા સારી પેઠે ચડી ગયા ત્યારે મુસાફરોની આંખ ઉઘડી. અને નજર કરે તો ન મળે દરબારગઢ! કે ન મળે ઢોલીઆ! બેય જણા ધરતી ઉપર પડેલા, ને બેય ઘોડાં બોરડીનાં ઝાળાં સાથે બાંધેલાં : માથે વડલો છે, ને પડખે ઉંચી ભેખડો વચ્ચે ધોળે દિવસે યે બ્હીવરાવે તેવા અવાજ કરતી ધાંતરવડી નદી ચાલી જાય છે.

તાજુબ થઇને બેય બહારવટીયા ચાલી તો નીકળ્યા છે. એનાં કલેજાં પણ થડક થડક થાય છે; પણ સાંજ પડી ત્યાં બેમાંથી વેજો બોલ્યો:

"ભાઇ! એ ગમે તે હોય, પણ આપણે એનો રોટલો ખાધો; ને હવે શું એનું દુઃખ મટાડ્યા વિના ભાગી જશું?"

"સાચું! ન જવાય. આજ પાછા પહોંચીને પતો મેળવીએ."

રાત પડતાં પાછા એ જ ઠેકાણે જઇ બન્ને ભાઇ ઉભા રહ્યાઃ એ જ દરબારગઢઃ એ જ ચોપાટઃ એ જ જુવાનઃ એ જ રાંધીને પિરસનાર રંભાઃ એની એ જ પથારી!

વાળુ કરીને ઉભા થયા એટલે બે ય મુસાફરો એ જુવાનની આડા ફરીને ઉભા રહ્યા. અને પૂછ્યું "બોલો, કોણ છો તમે? ને આખી રાત કણકયા છો કેમ?"

"તમને એ જાણીને શો ફાયદો છે."

"અમે રજપૂતો છીએ. જેનો રોટલો જમ્યા એનું દુઃખ ટાળીએ નહિ તો મરવું પડે."

"જુવાનો!" ભાલા જેવી તીણી નજર નોંધીને ઘરધણી બોલ્યો. "જુવાનો! ડરશો નહિ ને?"

"ડર્યા હોત તો પાછા શીદ આવત?"

છાતી ચીરી નાખે તેવો ભયંકર સ્વર કાઢીને જુવાન બોલ્યો. અંદરથી આંતરડાં કપાતાં હોય એવી વેદનાભરી વાણીમાં બોલ્યો કે "જુવાનો! હું માંગડો વાળો!"

"માંગડો વાળો!!!"

મુસાફરોના મ્હોંમાંથી ચીસ નીકળી ગઇ.

"હા, હું ધાંતરવડીનો ધણી માંગડો : કમોતે મુવો. ભૂત સરજ્યો છું. વણિક-પુત્રી પદમાને લઇને આંહી એનાં લોહી ચૂસતો વસ્યો છું. તે દિ' ચાડવા બાયલની બરછી ખાઇને હું પડયો. એ બરછીની કરચ મારી છાતીના હાડકામાં વીંધાઇને ભાંગી ગઇ. હજી એ હાડકું ને એ બરછીની કરચ આ વડલાની વાડ્યમાં દટાઇને પડયાં છે. એ બરછીની કરચ મારી છાતીમાં દિવસ ને રાત ખટકે છે. તેથી કણકું છું ભાઇ!"

"એનો ઇલાજ શો?"

"તમારાથી બને તો તમે હાડકું ગોતીને બરછીની કરચ કાઢો, ને મારાં હાડકાં દામા કુંડમાં પહોંચતાં કરો. નીકર આ

વાસના—દેહ ટકશી ત્યાં સુધી હું એ ખટકા ખમ્યા જ કરીશ."

એટલું બોલીને ઓહ ! ઓહ ! કરતો જુવાન ઓરડામાં ગયો. બારણાં બંધ થયાં. મુસાફરો સુતા. સવારે એની એ દશા દેખી.

વાડયના થડમાં ખોદાણુ કામ કરીને ભૂતે કહેલું હાડકું ગોતી કાઢ્યું. બરછીનો ટુકડો જૂદો પાડીને એ હાડકાં ઉઠાવ્યાં, એ ય બહારવટીયા દામે કુંડ ચાલ્યા ગયા.

[ માંગડાવાળાની કથા માટે જુઓ—રસધાર ભા. ૫ ]



૯

ભાદરવા મહિનાની મેઘલી રાતે અમદાવાદના મહેલને ઝરૂખે પાદશાહ અને હુરમ જાગતાં બેઠાં છે. નદીમાં પૂર ઘુઘવે છે, આસમાનમાં ગાજવીજ અને કડાકા થાય છે. વિજળીએ એવી તો ધુમાધૂમ માંડી છે કે જાણે આકાશની જગ્યા એને ઓછી પડે છે. ધીરે રહીને હુરમ બોલી :

" ઓહોહોહો ! કેવી કાળી ઘોર રાત છે ! "

પાદશાહે કહ્યું, "આવી રાતે કોણ ઘરની બહાર ભમતું હશે !"

"બીજું તે કોણ ભમતું હોય ? બિચારા મારા ભાઈઓ, જેને માથે તમ સરખા સૂબાનું વેર તોળાઈ રહ્યું છે !"

"કોણ ? જેસો વેજો ?"

"હા ખાવંદ ! તમારા તો બારવટીયા, પણ મારા તો જીભના માનેલા સાચા ભાઈઓ !"

"બેગમ ! અટાણે મને એનું શુરાતન સમજાય છે. આવી ભયંકર રાતે શું એ વગડો વીંઝતા હશે ? બખોલોમાં સુતા હશે?"

"બીજું શું કરે, ખાવીંદ ! તમે એને સુવાનું બીજુ ઠેકાણું ક્યાં રહેવા દીધું છે ?"

"હુરમ ! અટાણે એ બેય ભાઈ હાજર થાય તો માફી આપું ! ગામડાં પાછાં સોંપીને બારવટું પાર પાડું ! એવું મન થઈ જાય છે."

"અરેરે ! અટાણે એ આંહી ક્યાંથી હોય ?"

"સાદ તો કરો ?"

"અરે ખાવંદ, મશ્કરી ?"

"ના, ના, મારા સમ, સાદ તો કરો !"

ઝરૂખાની બારીએ જઈને રાણીએ અંધારામાં સાદ દીધો :

"જેસાજી ભાઈ ! વેજાજી ભાઈ !"

નીચેથી જવાબ આવ્યો "બોલો રાણી મા ! હાજર છીએ."

"ઓહોહો ! ભાઈ અટાણે તમે આંહી ક્યાંથી ?"

"પાદશાની રખેવાળી કરવા, બો'ન !"

"પાદશાની-તમારા શત્રુની રખેવાળી ?"

"હા બોન !"

"કેમ ?"

"અમારે માથે આળ ચડે તે બ્હીકે."

"શેનું આળ ?"

"તે દિ' બેનને પાદશા કાપડામાં દીધેલો છે. કોઇ બીજો દુશ્મન આવીને માથું વાઢે, તો નામ અમારાં લેવાય! અમે રહ્યા બારવટીયા! અમારી મથરાવટી જ મેલી બો'ન! અમારા માથે જ કાળી ટીલી આવે! અમારૂં ખોટું નામ લેવાય એ કેમ સંખાય?"

"વાહ રે મારા વીરાઓ! રોજ ચોકી કરો છો?"

"ના બો'ન! આવી કોઇ ભયંકર રાત હોય તે ટાણે જ."

મામદશાહે કનોકન આ વાતચીત સાંભળી. અટારી પરથી કુદી પડીને એ રજપુત-વીરને ભેટી લેવાનું દિલ થયું. છાતી ફાટવા લાગી. પાદશાહ બોલ્યા:

"જેસાજી વેજાજી! સવારે કચારીએ આવજો. આપણે કસુંબા પીવા છે."

"પાદશા સલામત! તમારો પરદેશીનો ભરોસો નહિ. રાજમાંથી કોઇને હામી થાવા મોકલજો: કાલે, બોરીઆને ગાળે."

એટલું કહીને બહારવટીયા ચાલી નીકળ્યા.*

## ૧૦

### ચાવ્યો ચવાણો નહિ, ભાંગ્યો નો ભંગાય
### મામદના મુખમાંય થીઓ કાંકરો કવટાઉત!

[અન્નના કોળીઆમાં જેમ કાંકરો આવી ગયો હોય, એ જેમ ચવાય કે ભંગાય નહિ, અને બહાર જ કાઢવો પડે, તેમ કવાટજીનો પુત્ર

* કોઇ કહે કે એ જવાબ આપનારા બહારવટીયા નહોતા, પણ માંગડાવાળાનું પ્રેત હતું. [જુઓ રસધાર: ભા. ૫: પૃ. ૧૯૧]

જેસોજી પણ મામદશા પાદશાહના મુખમાં કાંકરા જેવો થઇ પડયો. એના ગરાસનો કોળીઓ પાદશાહના મ્હોંમાંથી પાછો નીકળ્યા વિના ઇલાજ નથી. ]

*

આવતી કાલે સવારે પાદશાહની કચારીમાં બહારવટીયાનું બહારવટું પાર પાડવાનો અવસર છે.

આજ પહેલા પોરની રાતે બેય ભાઇઓ વેશ–પાલટો કરીને પગપાળા નગરની વાતો સાંભળતા નીકળ્યા છે. ગઢની અંદરની રાંગે રાંગે ચાલ્યા જાય છે. માણસોનો પગરવ ત્યાં થોડો જ છે. એમાં એકાએક વેજોજી બોલી ઉઠયો :

" જોયું મોટા ભાઇ ! શે'રનાં માણસને શરમ ન મળે ! "

" હોય ભાઇ ! બાઇયું તો બચારી અટાણે જ કળશીએ જવા નીકળી શકે. અને અબળાની જાત ! આ રોગું અહરાણું ગાજે એમાં કેટલેક આઘે જાય ! "

" પણ પુરૂષ ભાળીને ઉભીયું યે ન થાય ! "

" ચુપ ચુપ ! સાંભળ ! આપણી વાતો થાય છે. "

બન્ને જણાએ અંધારે ખુણે પીઠ દઇ ઉભા રહીને કાન માંડયા. હંસલા મોતી વીણે એમ વેણે વેણ વીણી લીધું.

ગઢની રાંગે, દિશાએ બેઠેલી વાણીઆણીઓ અરસપરસ આવી વાતો કરતી હતીઃ

"હાશ ! દાદાને પરતાપે કાલ્ય બારવટીયાનું પાર પડી જાશે!"

"હા બાઇ ! ઠાકોરને દેવે પાદશાહને સારી મત્ય સૂઝાડી. બાર વરસથી રોજ સાંજે દિ' છતાં દુકાનો વાસવી પડતી ! "

"પણ પીટયો પાદશાહ દગો કરીને પકડી તો નહિ લ્યે ને ! "

"ના રે ! આપણું મા'જન બારવટીયાનું જામીન થયું છે ને !"

"અરે બાઇ ! માજનેય શું કરે ! ધણીનો કોઇ ધણી છે ? મા'જન પાસે કયાં ફોજ છે ? પાદશા તો પકડીને પૂરી દે બહારવટીયાને. "

"પૂર્યાં પૂર્યાં! અમારા લાલચંદ શા ને પદમશી ઝવેરી જોયા છે? દગો થયા ભેળી તો આખા અમદાવાદમાં હડતાળ પડાવે, હડતાળ. ત્રણ દિ' સુધી હીરા મોતી ને રેશમનાં હાટ ઉઘાડે જ નહિ."

"હા, હો! ઇ ખરૂં. મા'જન હડતાળ પડાવે. ત્રણ દિ સુધી રાજને બકાલું, તેલ કે લોટ ક્યાંઇ લાખ રૂપીઆ દેતાં ય મળે નહિ. બેગમુંને ફુલના હાર ગજરા ય ન મળે ને!"

"તો તો પાદશાહ બાપુ આવીને મા'જન આગળ હાથ જ જોડે હો બે'ન! હડતાળ કાંઇ જેવી તેવી વાત છે?"

વાતો સાંભળીને બહારવટીયા શ્વાસ લઇ ગયા.

"મોટા ભાઇ!" વેજો બોલ્યો, "આ મહાજન આપણા જામીન! પાદશા દગો કરશે તો આપણા હામી હડતાળ પાડશે! હાટડાં વાસીને પાછલે બારણેથી વેપાર કરશે! વાહ હામી! પણ એમાં નવાઇ નથી. જેની બેન-દીકરીયું આમ બેમરજાદ બનીને પોટલીએ બેસે, એના બાપ બેટાથી બીજું શું બની શકે? હડતાળું પાડશે! હાલો ભાઇ પાછા! હેમખેમ બહાર નીકળી જાયેં. આંહી જો ડોકાં ઉડશે તો માજન હડતાળ પાડશે!"

"ભાઇ! બાપાં! સથર્યો રહે. આકળો થા મા. તેલ જો! તેલની ધાર જો! જોવા આવ્યા છીએ તો પૂરૂં જોઇને પાછા વળીએ."

અંધારાની ઓથે ઓથે બહારવટીઆ આગળ ચાલ્યા. ઘુમતાં, ઘુમતાં, ઘુમતાં એક બીજો લતો આવ્યો. મકાનોનાં બારીબારણાં આડા ચક લટકતા દીઠા. નજીવા નગરીમાં પ્રેત ફરતાં હોય તેવી સફેદ બુરખામાં ઢંકાએલી, પગમાં ચટપટ બોલતા સપાટ વાળી કોઇ કોઇ અબોલ ઓરત ક્યાંઇક વરતાતી હતી.

"ભાઇ! પઠાણવાડો લાગે છે."

ત્યાં તો આઘેરેક ગઢની રાંગને અંધારે ઝીણો કલબલાટ ઉઠ્યો:

"હાય ખુદા ! કોઇ મરદ "

"હાય હાય ! અપના મું દેખેગા ! "

" અબ કહાં જાય !

" યે કાંટેમેં "

" યે કૂવેમેં. "

બહારવટીઆ નજીક પહોંચ્યા ન પહોંચ્યા ત્યાં તો કૂવામાં ધબકારા સંભળાયા, અને પાંચ દસ બાઇઓને ઉંધે મ્હોંયે કાંટાના ઝાળામાં પડતી દીઠી.

સડેડાડ પગ ઉપાડતા બે ભાઇ દૂર નીકળી ગયા.

જેસો બોલ્યો "ભાઇ વેજા ! આ બીબડીયું ભાળી ? એનાં મલાજો ને કુળલાજ જોયાં ? "

"હા ભાઇ ! આના પેટમાં પાંકલાઓ જો હામી થાય, તો હડતાળું ન પાડે, પણ માથાં આપે. અસલ પઠાણોનું લોહી તે આનું નામ. મલીદા સાટુ વટલેલાની વાત હું નથી કરતો."

" ત્યારે પાદશાહની ફોજમાં પણ અસલ લોહીના પઠાણો રહે છે ખરા. બધા ય બાંડાઓ નથી લાગતા. "



૧૧.

"શેઠીઆવ ! તમારી અમારે માથે મોટી મહેરબાની થઇ. પણ પાદશાને જાઇને કે'જો કે માજનના હામી-પણા માથે તો અમે નહિ આવીએ. "

"કાં બાપુ!" ભાતભાતની પાઘડીઓ વાળા શેઠીઆઓ હાથ જોડીને પૂછવા લાગ્યા.

"પાદશા દગો કરે તો તમે શું કરો?"

"અમે શું શું ન કરીએ? અમે હડતાળું પાડીએ: હાટડે ખંભાતી તાળાં દેવરાવીએ: ઘાંચીની ઘાણી ને કુંભારના ચાકડાં બંધ કરાવીએ. અમે માજન શું ન કરી શકીએ? શાક-પીઠમાં બકાલાં સડી સડીને ગામને ગંધાવી નાખે; જાણો છો ઠાકોર? ભલેને અમને વેપારમાં હજારૂંની ખોટય જાય, તો ય શું, તમારા માથા ઉપરથી ઓળઘોળ કરી નાખીએ દરબાર?"

"હા શેઠીઆવ! તમે તો સમરથ છો. પણ હડતાળ પાડયે કાંઇ અમારાં ડોકાંમાંથી નવાં કોંટા થોડા ફુટે છે! ઢીલાં માથાં ફરીવાર નથી ઉગતાં ભાઇ!"

"ઇ તો સાચું બાપા! અમે તો બીજું શું કરીએ? અમારી પાસે કાંઇ લાવ લશ્કર થોડું છે?"

"શેઠ! મારી ન શકો, પણ મરી તો જાણો ને!"

"ત્રાગાં કરવાનું કો'છો? અરરર! અમે ત્રાગાળું વરણ નહિ. ઇ તો ભાટ—ચારણુંનાં કામ!"

"સારૂં શેઠ! જાવ! પાદશાને કેજો કે અમારા હામી માજન નહિ."

"ત્યારે?"

"કાં રાણીજાયા, ને કાં બીબીજાયા!"

"બીબીજાયા! મલેછ તમારા હામી? માજન નહિ, ને મલેછ? જેને મોવાળે મોવાળે હિંસા! અરરર!"

કલબલાટ મચી ગયો. મહાજનના શેઠીઆ સામસામા લાંબા [illegible] કરીને જાણે પરસ્પર વઢી પડશે એવે ઉગ્ર અવાજે બોલવા લાગ્યા. અરર! અરરર! એમ અરેરાટીનો તો પાર જ ન રહ્યો.

મહાજન વીખાયું. માર્ગે મીચકારા મારીને વાતો કરતાં ગયાં:

"હંબ! થાવા દ્યો. પઠાણને હામી બનાવીએ. સામ સામા મર કપાઇ મરે. કાં એનું બારવટું પતે છે, ને કાં એને પઠાણો કાપે છેઃ બેય રીતે કાસળ જાશે."

"હંબ! ઠીક થયું. નીકર ભાઇ, આ તો પાદશાહુંનાં મામલા! સપાઇ ઘોડે મારીને હાટડાં ઉઘડાવે. અને આપણે સુંવાળું વરણ. ઘોકા ખાય ઇ બીજા! આપણે કાંઇ કાંટીઆ વરણ જેવા પલીત થોડા છીએ, તે ઘોકા ખમી શકાય?"

"હંબ! બલ્લા ટળી!"

"હંબ! બળતું ઘર કરો કૃષ્ણાર્પણ!"



૧૨

પાંચસો ઘોડાંનો ઉપરી પઠાણઃ લાલ ચટક મોઢુંઃ મુખમુદ્રામાંથી ખાનદાની ટપકતી આવે છેઃ હાવ ભાવ કે હાથજોડ જાણતો નથીઃ માથા પર સોનેરી પટાની કાળી લુંગી બાંધી છેઃ પાંચ જ અસવારે ઝાડીમાં ઉતર્યો. બહારવટીયાની

પાસે જઈને જરા ય નમ્યા વિના, વધુઘટુ બોલ્યા વિના, જાણ કરી કે "હમ તુમારા જામીન !"

"જમાદાર ! પાદશાહ તમારો પાળણહાર છે. નીમકનો દેનાર છે. એમ સાથે દગો કરશે તો તમે શું કરશો ?"

"મારેગા ઓર મરેગા."

"બસ ભાઈ વેજા ! આનું પાણી મરે નહિ. એની આંખ્યું કહી આપે છે. લોહી જો, એનું લોહી ! સતીની આંગળીએથી ઝરતા કંકુડા સરીખું."

"ચાલો જમાદાર !"

ઘોડે ચડીને, પૂરે હથીઆરે, ઘુઘરમાળ ગજાવતા બહારવટીઆ પઠાણની ફોજ વચ્ચે વીંટાઈને ચાલ્યા. જુનાગઢની બજારમાં તે દિવસ બહારવટીયાને નિરખવા માણસ કયાં માતું હતું ?

બહારવટીયા મહેલના ચોકમાં જ ઉભા રહ્યા. પાદશાહને કહેવરાવ્યું કે "ઝરૂખામાં આવીને તમે વહિ ચલાવો. અમે ઘોડે બેઠા બેઠા આંહીથી જ વાટાઘાટ કરશું. કચારીમાં નહિ આવીએ."

રજપૂતોને વીંટીને પાંચસે ઘોડા વાળો પઠાણ ઉભો રહ્યો. બહારવટીયાને ભોળવીને કચારીમાં ગારદ કરવાની બાજીમાં પાદશાહ ન ફાવ્યો. ઝરૂખે બેસીને રજપૂતોના ઘોડાની હમચી જોતો જોતો, મ્હોં મલકાવતો પાદશાહ જોઈ રહ્યો.

બહારવટીયાને ગરાસ પાછો સોંપાણો.*

*બન્ને ભાઈઓના જીવનનો અતિ દારૂણ અને કરૂણ રીતે વ્હેલો વ્હેલો અંત આવી ગયોઃ શાંતિ મળ્યા પછી બન્ને ભાઈઓ હઘસે ચડયા હતા. જેસાજીએ જેસર અને વેજાજીએ વેજળકા બાંધ્યાં. પણ પછી જેસોજી હાથસણી જઈને અને વેજોજી જેસર જઈને જુદા જુદા રહ્યા. સ્ત્રીઓનો કંકાસ હશે એમ લાગે છે.

દૈવયોગે વેજાજીનો કુંવર સંગજી જેસાજીને ઘેર મૃત્યુ પામ્યો. એની માતાને સંદેહ રહી ગયો કે કુંવર દગાથી મરાયો, એ વાત તો વિસારે પડી. જેસાજીના કુંવર રામમલનાં લગ્ન મંડાયાં. પણ કાકા જેસરથી આવ્યા

નહિ. કુંવર પોતે જ કાકાને તેડવા ગયો. ત્યાં રાતે કાકાએ એનું ફુલેકું ચડાવ્યું. મોડી રાતે થાકેલો રણમલ કાકાને ખોળે માથું નાખી સુઇ ગયો. તે વખતે કાકીને દીકરાનું વેર સાંભર્યું. કંઇક બ્હાને વેનજીને બહાર મોકલી પોતે એ પોઢેલા રણમલની હત્યા કરી:

> રોયું રણમલીયા, માથે કર મેલે કરે
> સરઠું સરવૈયા, તું જોખમતે જેસાઉત !

[ હે જેસાના પુત્ર રણમલ ! તું મરતે આખી સોરઠ શિર પર હાથ મૂકીને રડી. ]

વેનજીને જાણ થઇ. ઘણા વિલાપ કર્યા. સ્ત્રીને ફિટકાર દઇ પોતે વેજળ કોઠે રહેવા ચાલ્યો ગયો. પણ રણમલના મામા મોસાળું લઇને આવેલા તેઓ પોતાના ભાણેજના ઘાતકનો જાન લેવા ચાલી નીકળ્યા. તેઓને પાછા વાળવા પ્રયત્ન કરતો, ઘણું ઘણું મનાવતો, કરગરતો, ક્ષમાવીર જેસોજી પણ સાથે ચાલ્યો. વેજળ કોઠા પાસે પહોંચ્યા ત્યારે જેસાજીએ પોતાના ઝનૂની સગાઓને કહ્યું કે "ઘડીક થોભો. હું છેલ્લી વાર મારા ભાઇને મળી આવું."

એટલો સમય માગીને એ વેજળ કોઠે ચાલ્યો. જોયું તો જેસાધાર પાસે વેનોજી ભાલો લઈને એક સૂવરની પાછળ શિકારે નીકળેલ છે. સૂવર ઝપટમાં આવતો નથી.

"હાંઉ ભાઇ !" જેસો આડો પડીને ઉભો રહ્યો, "તું હવે એને ન માર. એ રણમલનો જીવ હશે. અને રણમલ અટાણે તારે ભાલે ચડી બેઠો છે."

વેનોજી નીચે ઉતર્યો. પોતાના ક્ષમાવંત ભાઇને ભેટી પડયો.

જેસો બોલ્યો "ભાઈ વેના ! લાખ વાતે ય તને રણમલના મામાઓ જીવવા નહિ આપે. અને તું મુવા પછી મારે જીવીને શું કરવું છે ? માટે પરાયે હાથે કપાવા અને કમોતે મરવા કરતાં બેય જણા આંહી જ અરસપરસ મરીને એક જ સાથરે સનાઇ કરીએ. જીવ્યા ત્યાં સુધી ભાઇઓ જ હતા, મોત વખતે પણ માડીજાયા જ રહીએ."

વેનો માથું નમાવીને બોલ્યો, "ભલે ભાઇ, પહેલો મને જ મારી નાખીને તમારા હાથ ઠારો."

"ના વેના ! એમ નહિ, પ્રથમ તું મને ઘા કર. પછી હું મરતો મરતો પણ તુંને મારીશ."

"ના, તમે મારું માથું ઉડાવો. હું પછી તમને મારીશ."

"ભાઈ વેજા, તારે માથે બે ખતા છે: મોટા બાપુની અને રણુ-મલની: એટલે તારું માથું વઢાણા પછી હું મને નહિ મારી શકે. માટે પ્રથમ તારો ઘા."

ભોંય પર પછેડી પાથરી. બન્ને ભાઈ બેઠા. કસુંબા લીધા. હેત-પ્રીતથી ભેટયા. પછી વેજાએ જેસાની ગરદન પર ઘા કર્યો. ઘા કરીને પોતે માથું ઝુકાવી બેસી ગયો.

જેસાએ એક હાથે પોતાનું કપાએલ મસ્તક ધડ ઉપર ટેકાવી રાખ્યું અને બીજે હાથે વેજા ઉપર ઘા કર્યો.

બન્ને ભાઈઓ આવી શાંતિથી વેજલ કોઠા પાસે કામ આવ્યા.

બન્નેના ચગલા (પાવળીયા) જેસાધાર ઉપર રોપાયા. તે પછી જેસાજીનાં બ્હેન ભાઈની ખાંભી માથે નાળીએર ચડાવવા આવ્યાં. જુવે તો બેયનાં મ્હોં ઉગમણાં હતાં. કોની કઈ ખાંભી, એ બ્હેનથી ન વરતાણું.

હાથ જોડીને બ્હેન બોલી: "હે વીરા! હું તને કેમ ઓળખું! મારાં હેત સાચાં હોય તો હું માગું છું કે જેસોજી ઉગમણો જ રહે, અને વેજોજી ગોત્રહત્યારો હોવાથી આથમણે મોઢે થઇ જાય!"

બ્હેનની વાણી સાંભળીને બેમાંથી એક ખાંભી આથમણી ફરી ગઇ હતી, એમ કહેવાય છે.



ગુજરાત કાઠીઆવાડનું

# લોક-સાહિત્ય

**સોરાષ્ટ્રની રસધાર**

ધારા પહેલી : ૧-૦-૦
" બીજી : ૧-૪-૦
" ત્રીજી : ૧-૮-૦
" ચોથી : "
" પાંચમી : "

**સોરઠી બહારવટીયા**

ભાગ પહેલો : ૦-૧૦-૦
" બીજો : ૧-૪-૦

**રઢીયાળી રાત**

ભાગ પહેલો : ૦-૧૦-૦
" બીજો : ૦-૧૨-૦
(નવી આવૃત્તિ) " ત્રીજો : ૦-૧૦-૦

**ચુંદડી** (લગ્નગીતો)

ભાગ પહેલો : ૦-૧૦-૦
" બીજો : ૦-૧૦-૦

**સોરઠી સંતો** ૦-૮-૦
**હાલરડાં** ૦-૪-૦
**કંકાવટી** ૦-૮-૦
**ડોશીમાની વાતો** ૦-૮-૦
**દાદાજીની વાતો** ૦-૮-૦

(દરેક પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું)

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર : રાણપુર : બી. એસ. રેલ્વે.

સાળંગ કપડાના પુંઠા માટે દરેક પુસ્તકની કીં. ચાર આના વધારે.

## સૌરાષ્ટ્રની રસધાર

:: ધારા પહેલી ::

જૂની આવૃત્તિ વાંચી હોય તે
પણ નવી આવૃત્તિ ખરીદો !

કારણ ?

૧. સોરઠી પ્રેમશૌર્યનો વફાદાર
ઉઠાવ કરતી નવી લખાવટ.

૨. સોરઠી ભૂતકાળના ભાવો
સમજાવતાં શોભાચિત્રો.

મૂલ્ય રૂ૰ એક

